# THE APOSTLE PAUL.

"I live, yet, not I, but Christ liveth in me."

---

# પ્રેરિત પાઉલ.

"હું જીવું છું. તોપણ હું નહિ, પણ મારામાં ખ્રીસ્ત જીવે છે."

—:o:—

અંગ્રેજીને આધારે

રચનાર તથા પ્રકાશક : જોસફ કેશવ ફ્રેન્ક.

---

આવૃત્તિ ૧લી]. [પ્રત ૧,૦૦૦.

કિમ્મત ૦-૮-૦.

# અનુક્રમણિકા.

# પ્રસ્તાવના.

કોઇપણ મહાન પુરૂષનું ઉત્કૃષ્ટ જીવન અસરકારક રીતે લખવામાં આવ્યું હોય તો વાંચકના જીવન પર પણ તેની અસર થયા વગર રહે નહિ, ખ્રીસ્તી યોદ્ધાઓમાં પાઉલ જેવા ઉત્સાહી, ધૈર્યવાન અને વિશ્વાસુ યોદ્ધાનું જીવનવૃત્તાંત આપણી ગુજરાતી ભાષામાં, વાર્તારૂપે લખવાનો મેં આજથી ત્રણેક વર્ષ પર આરંભ કર્યો હતો, પણ કેટલીક અનિવાર્ય અડચણોને અંગે આ કામ હું જલદી કરી શક્યો નહિ; છતાં ઇશ્વરે મને ઉત્તેજીત કરી આ નાનું પુસ્તક હાલ વાંચકવર્ગની સમક્ષ મુકવાનો પ્રસંગ આપ્યો છે, તેથી હું તેનો આભાર માનું છું.

અત્રે મારે કબુલ કરવું જોઇએ કે, આ મહાન વીરનું ઉચ્ચ વૃત્તાંત મારા કરતાં જો કોઇ કુશળ માણસની કસાએલી કલમથી લખવામાં આવ્યું હોત તો ખ્રીસ્તી ધર્મ વિદ્યાનાં ગુજરાતી સાહીત્યમાં આ પુસ્તક ખરેખર ઉપયોગી થઇ પડત. પણ આ નાનું પુસ્તક નાનાંમોટાં દરેકને ઉપયોગી થાય એવા હેતુથી સાદી અને સરળ ભાષામાં ટુંકમાં લખવાને મેં પ્રયત્ન કર્યો છે, અને જો ગુજરાત-કાઠીઆવાડનાં આપણાં ખ્રીસ્તી કુટુંબોમાં, મંડળીઓમાં, તેમજ વિદ્યાર્થી વર્ગમાં તેને સ્થાન મળશે તો હું મારો પરિશ્રમ સર્વ પ્રકારે ફળીભૂત થએલો ગણીશ.

આ પુસ્તકમાં નાનાં નાનાં ૨૨ પ્રકરણ સાંકળની કડીની માફક જોડવામાં આવ્યાં છે, અને દરેક પ્રકરણમાં પાઉલના જીવનવૃત્તાંતની આજુબાજુની કેટલીક નવીન વાતો પર પણ ખાસ પ્રકાશ પાડવામાં આવ્યો છે.

વાંચકવર્ગ, આ નાનું પુસ્તક લખીને એક લેખક તરીકે ઉપર આવવાનો મારો હેતુ બીલકુલ નથી, પણ આપણા દેશની ઉછરતી ખ્રીસ્તી પ્રજાને લાભ થાય, સુવાર્ત્તાના કામને ટેકો મળે. અને હાલના

નવિન વાતાવરણમાં ખ્રીસ્તી જુવાનવર્ગમાં સુવાર્ત્તાને લગતી ધર્મજાગૃતિ ઉત્પન્ન થાય એજ મુખ્ય હેતુ રાખવામાં આવ્યો છે.

આ આવૃતિનો ખરચ બાદ કરતાં તેમાંથી ઉત્પન્ન થતો તમામ નફો મુંબઇની ગુજરાતી પ્રેસ્બિટેરિયન મંડળીને અર્પણ કરવામાં આવશે, જેથી આ પુસ્તક ખરીદનારને "એક પંથ ઔર દો કાજ"ની માફક એક્કી વખતે બેવડો લાભ પ્રાપ્ત થશે.

આ પુસ્તક લખતાં મેં કેટલાંક અંગ્રેજી પુસ્તકોની મદદ લીધી છે. તેઓમાં ખાસ કરીને ડૉ. સ્ટૉકરકૃત પાઉલનું જીવનચરિત્ર છે, એટલુંજ નહિ પણ ગુજરાતી પુસ્તકોમાં ડૉ. ટેલરકૃત "નવા કરારને લગતા પ્રવેશક બોધ"માંથી તથા રેવ. દિપસિંહકૃત "પવિત્ર શાસ્ત્રને લગતા વિશેષ-નામ કોશ સટીક"માંથી પણ કોઇ કોઇ સ્થળે ઉપયોગી મદદ લીધી છે.

મારે કહેવું જોઇએ કે આ મારો પ્રથમ પ્રયાસ હોવાથી, પ્રુફ તપાસવામાં કાળજી ગખ્યા છતાં, તેમાં કેટલીક ભૂલો થવા પામી છે, પરંતુ વાંચનાર મિત્ર તેની દરગુજર કરી તેવી ભૂલો સુધારીને વાંચશો એવી મારી નમ્ર વિનંતિ છે; અને ભૂલો તરફ વિશેષ લક્ષ ન આપતાં પાઉલના જીવનમાં સમાએલા ઉત્તમ બોધ તરફ લક્ષ આપશો તો લાભ થયા વગર રહેશે નહિ એવી મારી ખાત્રી છે.

છેવટે મુંબઇની ગુજરાતી પ્રેસ્બિટેરિયન મંડળીના પાળક રેવ. ડી. એમ. સિંહ તથા મીશન પ્રેસના પ્રુફ રીડર મી મોરારભાઇ, જેમણે આ પુસ્તકનો હસ્તલેખ તપાસી જવાની તસ્દી લઇ મને ઘણીએક અગત્યની સુચનાઓ આપી છે તેને માટે હું તેમનો અંત:કરણપૂર્વક આભાર માનું છું.

તારદેવ બ્રીજ,<br>ગ્રાન્ટ રોડ, મુંબઈ.<br>તા. ૧૬-૪-૧૯૨૫.

J. K. F.

## પુસ્તકની ઉપયોગતા વિષે નીચેના અભિપ્રાયો વાંચો:—

DR. H. R. SCOTT, M. A, D D., Surat,—"Your letter and the copy of your little book on the Apostle Paul reached me three or four days ago, but owing to pressure of work I have not been able to get time to go through the book. I have dipped into it here and there, and I am very pleased with the parts which I have read. I congratulate you on this excellent work, and on the good use you have been making of your leisure time. I wish that more of our people who have the ability to serve the Church in this way would see their way to do so. ............... on the whole the book is one to be strongly recomended, and I hope as you are printing it with a view to make profit for our Gujarati Church in Bombay, that you will be much encouraged and supported. I am just afraid that you may be dissappointed, as a book like this does not generally meet with a large sale. I can however promise you to do all in my power to recommend the book and encourage our people to get copies for themselves." 17-4-25.

રેવ. પીતાંબર શામજીભાઈ, આણંદ,—"તમારા સ્તુતિપાત્ર પ્રયાસના ફળ તરીકેનું તમારૂં 'પ્રેરિત પાઊલ' નામનું પુસ્તક મેં પહેલેથી અંત સુધી વાંચ્યું, અને તમારા પહેલાજ પ્રયાસમાં આવું નમુનેદાર પુસ્તક બ્હાર પાડવા ઉત્સુક થયા છો તે જાણી મને અતિ આનંદ થાય છે. આ પુસ્તક ખ્રીસ્તી સાહિત્યમાં એક ઉમદા ભાગ ભજવનારૂં નિવડશે એવી મારી ખાત્રી છે. તમારી ભાષા શૈલી, ઇતિહાસિક સંકળના, ને ઉમદા રસીકતા જોઇ મને એવું લાગે છે કે જો તમે આવા પ્રયત્નોમાં આગળ

વધશે તો ખ્રીસ્તી સાહિત્યમાં મ્હોટો વધારો કરી શકશે. આ નાનકડું પુસ્તક વાંચનાર જો ઉપદેશક હશે તો તેના ઉત્તમ સાથી તરીકે મદદગાર થઇ પડશે; અને જો તે ખ્રીસ્તી સાધારણ વ્યક્તિ હશે તો તેને ખ્રીસ્તની સેવા કરવાને ઉત્સુક બનાવશે એવી મારી ખાત્રી છે." ૧૫-૪-૨૫.

**રેવ. ડી. એસ. સીંહ, ગુજરાતી પ્રે. મં. મુંબઈ,**—"'પ્રેરિત પાઉલ' નામના પુસ્તકનો હસ્તલેખ મેં ધ્યાનપૂર્વક વાંચ્યો છે, તેમજ પુસ્તક પણ મારા જોવામાં આવ્યું છે. એ ઉપરથી આ પુસ્તક વિષે અભિપ્રાય આપતાં મને ઘણી ખુશી ઉપજે છે કે આ પુસ્તક ગુજરાતી ખ્રીસ્તી વાંચક વર્ગને ઘણુંજ ઉપયોગી છે. પાઉલની ઇતિથી અંત સુધીની સચિત્ર છબી એક રંસીક વાર્તારૂપે પુસ્તકમાં આલેખવામાં આવી છે, તેમજ દરેક પ્રકરણને લગતો આજુબાજુનો જાણવાજોગ ઇતિહાસ શોધખોળ કરી વાર્તાની સાથે જોડવામાં આવ્યો છે; વળી 'ખ્રીસ્તી જીવન'ના આદર્શથી આ પુસ્તક ભરેલું છે, જેથી શાસ્ત્રના અભ્યાસીઓને તેમજ દરેક ખ્રીસ્તી કુટુંબને માટે આ પુસ્તક મને ખરેખર ઉપયોગી લાગે છે. કર્ત્તાની મહેનત અને હેતુ તરફ જોતાં તેમને ધન્યવાદ ઘટે છે." ૧૮-૪-૨૫.

**રેવ. જી. કે સતવેદી, વલસાડ,**—"મને આ પુસ્તક 'પ્રેરિતોનાં કૃત્ય' સમજવાને ખાસ ઉપયોગી લાગ્યું. પ્રેરિતોનાં કૃત્યમાં બનાવોની છુટી લીધેલી નોંધને સાંકળમાં જોડ્યાથી તે વધારે સ્પષ્ટ થયા છે, એટલુંજ નહિ પણ તે તે જમાનાનાં વાતાવરણ સાથે ખુલ્લા કર્યાથી વધારે આકર્શક થયા છે, એ ઇચ્છવાજોગ છે. સુવાર્તિક તરીકે પાઉલે ઠેકાણે ઠેકાણે શી રીતે પ્રવેશ કર્યો, એ હાલના સુવાર્તિકોને માર્ગદર્શકરૂપ છે. વળી પોતે સ્વીકારી લીધેલી સેવામાં તેની હોંસ, આસ્થા, હિમ્મત, સત્યપ્રિયતા, કર્ત્તવ્યપરાયણતા, વગેરે સુવાર્તિકને છાજતા જે ગુણો છુટા છવાયા તેના પત્રોમાં જોઇએ છીએ, તે તેના જીવન સાથે દોરીમાં સંકળાયાથી વાંચકને વિશેષ પ્રકાશ અને ઉત્તેજન આપે એમ છે. સુવાર્તિક તરીકેની જવાબ-

હારી સમજાવનારા તેના પત્રો લખવાના સમયો અને સંજોગો આપ્યા છે તે ઠીક છે. બિરબી સાહેબે પાઊલનું જીવનચરિત્ર ગુજરાતીમાં બ્હાર પાડ્યું છે......પણ તે પુસ્તક ઉંડા અભ્યાસ કરવાની દૃષ્ટિએ લખાએલું જ્યારે આ પુસ્તક તેના પરાક્રમી આકર્શક જીવનની ઉત્તેજનદાયક રસિક વાર્તા સમાન છે પુસ્તકની ભાષા સાદી ને સરળ છે. કાગળ તથા છપામણી વખાણવાજોગ છે. છેલ્લે જે હેતુથી આ પુસ્તક બ્હાર પાડ્યું છે તે બહુજ સ્તુત્ય છે. મારી આશા તથા પ્રાર્થના છે કે પ્રભુ એવા પ્રયત્નોને આશીર્વાદિત કરો." ૧૫-૪-૨૫.

**રેવ. દાનીએલ ડાહ્યાભાઈ, નડીઆદ,**—" પ્રેરિત પાઊલ નામનું પુસ્તક મેં વાંચ્યું, અને તેમાં તમોએ જે શ્રમ ઉઠાવ્યો છે તે ખરેખર સ્તુતિપાત્ર છે. આપણા લોકોને તેમજ હરેક વાંચનારને તે ઘણુંજ ઉપયોગી તથા આશીર્વાદિત થઇ પડશે, એમ હું માનું છું." ૧૬-૪-૨૫.

———:O:———

# પ્રેરિત પાઉલ.

---

## ૧. બાલ્યાવસ્થા તથા વિદ્યાભ્યાસ.

પાઉલ જેવા મહાન પ્રેરિતના જન્મ કે મરણની નક્કી તારીખ આપણે કહી શકતા નથી. તોપણ જે ટુંક ઇતિહાસ શાસ્ત્રમાં તેના વિષે હાથ આવે છે, તે પરથી આપણે કંઇક અનુમાન તો કરી શકીએ છીએ.

સ્તેફનના મરણ વખતે આપણે તેનું નામ પહેલીજ વાર વાંચીએ છીએ. અને તે વખતે તેને એક "જુવાન" તરીકે ઓળખાવેલો છે, પણ જ્યારે તેણે ફીલેમોનને પત્ર લખ્યો, ત્યારે તે પોતાને 'વૃદ્ધ" તરીકે ઓળખાવે છે. હવે સ્તેફનના મરણ પછી તરતજ તેને એક અગત્યનું કામ સોંપવામાં આવે છે. અને તે વખતે કદાચ તે સાન્હેદ્રીમ સભાનો સભાસદ હશે, અને જો એમ હોય તો આ વખતે તેની ઉમર આસરે ત્રીસ વર્ષની હોવી જોઇએ; કારણ કે લગભગ એવો નિયમ હતો કે ત્રીસ વર્ષની અંદરની ઉમરનો માણસ એ સભાનો સભાસદ થઇ શકે નહિ. હવે સ્તેફનનું મરણ આસરે ઇ. સ ૩૨-૩૩માં થયું. અને ફીલીમોનને પત્ર આસરે ઇ સ. ૬૨માં લખાયો, તો તેથી આ વખતે તેની ઉમર લગભગ ૬૦ વર્ષની હોવી જોઇએ. પાઉલના સમયમાં જો કે ૬૦ વર્ષની ઉમરે માણસો પોતાને વૃદ્ધ કહેવડાવવા ઇચ્છતા નહિ, પણ પાઉલ જેવો માણસ કે જેને ખ્રિસ્તની સુવાર્તા ખાતર ઘણીએક સતાવણીઓ, સંકટો, ફટકા,

કોરડા, કેદખાનાં, ભૂખ, તરસ, થાક, ઇત્યાદિ ઘણા પ્રકારનાં દુઃખો વેઠવા પડ્યાં હતાં, અને વળી પોતાની સ્થાપેલી મંડળીઓની ચિંતા અને ફીકરમાં તે ૬૦ વર્ષની ઉમરે પહોંચતાં તો તદ્દન ડોસો બની ગયો હશે, એ માનવા જોગ છે.

આ ઉપરથી કહી શકાય છે કે પાઉલનો તથા ખ્રીસ્ત તારનાનો જન્મ લગભગ એકજ અરસામાં થયો હશે, પણ આ બે મહાન ગુરૂ-ચેલાના બાળપણમાં ઘણોજ ફેર હતો. તારનારને જ્યારે યહુદાહ પ્રાંતના એક નાના ગામડામાં સાધારણ સ્થિતિમાં ઉછરતો જોઇએ છીએ ત્યારે તેજ વખતે તેનો આ મહાન સેવક રૂમી સામ્રાજ્યના એક પ્રખ્યાત શહેરમાં પોતાનું બાળપણ સુખી હાલતમાં ગુજારતો નજરે પડે છે, આટલો બધો તફાવત હોવા છતાં આપણે જોઇએ છીએ કે જેમ બે વિરૂદ્ધ દિશામાં વ્હેતી નદીઓ એક બીજીને મળે છે અને આખરે એક ઝરણુ બની જાય છે, તેમ ઇશ્વરી અદ્દભુત રચનામાં લગભગ ૩૦-૩૩ વર્ષ પછી આ ગુરૂ-ચેલો બન્ને એક બીજાને આલિંગન કરી ઐયતામાં આવતા દેખાય છે.

કીલકી પ્રાંતના તારસસ શહેરમાં પાઉલનો જન્મ થયો હતો તે વિષે તો કોઇ જાતનો શક નથી, કારણ કે "તારસસમાં જન્મેલો" એમ કહીને તે પોતાને ઓળખાવે છે. આ શહેર તે જમાનામાં વેપારધંધામાં ઘણુંજ આગળ પડતું હોવાથી તેનાં માબાપ તેના જન્મ અગાઉ થોડાજ વખત પહેલાં ત્યાં આવીને વસ્યાં હોય એમ દેખાય છે. તારસસ શહેર એશિયામાઇનરમાં અગ્નિ કોણમાં આવેલું છે, અને હજી પણ તેજ નામથી ઓળખાય છે. ઘણાંએક સૈકાંથી તે શહેર મુસલમાનોના હાથમાં છે, અને પાઉલના જમાનામાં શહેરની જે જાહોજલાલી હતી તે હાલ નથી. હાલ તે એક નાનું ગામડું થઇ ગયું છે; પણ તેનું કુદરતી સાંદર્ય

હજી પણ તેવુંજ રહ્યું છે. તેની આજુબાજુનો પ્રદેશ હજી પણ રસાળ છે, અને સીડનસ નદી કે જેના બંને કિનારા પર શહેર આવેલું છે, તેનાં પાણી હજી પણ શહેરને તૃપ્ત કરતાં દેખાય છે, બાજુમાં તૌરસ ડુંગરાઓનાં હિમથી છવાએલાં સુંદર શિખરો હજી પણ તેની એક વખતની શોભાને યાદ દેવડાવે છે. નદીના બંને કિનારાઓ પર વહાણોનો માલ ઉતારવાને તથા ચઢાવવાને ડક્કાઓ બાંધેલા હતા. જુદી જુદી જાતના જુદી જુદી ભાષા ઉચ્ચારતા, પોતપોતાના દેશી પોશાકમાં સજ્જ થએલા ખલાસીઓ શહેરની શેરીઓમાં નજરે પડતા હતા. શહેરનો મુખ્ય વેપાર ઇમારતી લક્કડ જેનાં ઝાડ તૌરસ ડુંગરાઓનાં જંગલોમાં જથ્થાબંધ ઉગતાં હતાં તેમાં તથા ઘેટાંના ઉનમાં હતો. ઘેટાંને પણ પાસેના પહાડોમાં હજારોની સંખ્યામાં ઉછેરવામાં આવતાં હતાં. ઘેટાંના ઉનમાંથી ખાસ કરીને ગરમ કાપડ, દોરડાં તથા તંબુ બનાવવામાં આવતાં હતાં. યૂરોપના દેશોનો માલ અહિંની ગોદીઓમાં ઉતરતો, અને અહિંથી ખુશકી માર્ગે એશિયાના જુદા જુદા દેશોના વેપારીઓમાં વ્હેંચાઇ જતો, તેમજ એશિયામાં બનેલો માલ યૂરોપના દેશોમાં જવાને અહિંની ગોદીઓમાંથી વહાણે ચઢતો. શહેરના રહેવાસીઓ પૈસેટકે સુખી હતા. મુખ્ય તથા મોટા વેપારીઓ ગ્રીક હતા. તે ઉપરાંત તારસસ શહેર તે વખતનાં વિદ્યાનાં મોટાં મોટાં મથકોમાંનું એક હતું. ત્યાંની પાઠશાળા તે જમાનામાં પ્રખ્યાત ગણાતી આથેન્સ અને આલેકઝાંદ્રિયાની પાઠશાળાઓની બરોબરીમાં લેખાતી હતી. જેમ હાલ મુંબઇમાં આખા ઇલાકામાંથી વિદ્યાર્થીઓ વિદ્યાભ્યાસને અર્થે આવે છે, તેવીજ રીતે તે વખતે તારસસમાં પણ જુદા જુદા પ્રાંતમાંથી જુવાનો વિદ્યા પ્રાપ્ત કરવાને આવતા હતા. વળી એટલુંજ નહિ પણ શહેર બઆલ દેવતાની પૂજાનું કેન્દ્ર હતું; વર્ષમાં એકવાર ત્યાં મોટા મેળો ભરાતો, જે વખતે આજુબાજુના દેશોમાંથી અસંખ્ય લોક

ભેગા મળતા અને મૂર્તિપૂજાની સાથે ઘણોએક ભ્રષ્ટાચાર પણ ચાલતો. જેનું વર્ણન અત્રે કરવું ઉચિત નથી.

પાઉલે બાળપણથીજ આ બધું જોયું હશે, અને એક યહુદી છોકરા તરીકે મૂર્તિપુજાને તથા મૂર્તિપુજકોને તે કેવી ધિક્કારની નજરે જોતો હશે અને ઇસ્રાએલના દેવ પર તેની કેટલી ઊંચી આસ્થા હશે તે આપણે સહેજ અનુમાનથી પણ જાણી શકીએ છીએ કેમકે તેનાં માબાપોએ નાનપણથી તેને એક ધાર્મિક માણુસ તરીકે ઉછેરવાને ઘણીજ કાળજી લીધેલી દેખાય છે.

તારસસ શહેરની સુંદરતાએ કે પ્રખ્યાતિએ પાઉલ પર કંઇ અસર કરી હોય એમ દેખાતું નથી. જો કે તેણે ઘણીવાર ભૂમધ્ય સમુદ્ર ઉપર સફરો કરી હતી, અને ગ્રીસના નાના નાના ટાપુઓની સુંદરતા નિહાળી હતી; વળી ઘણીવાર તેણે એશિયામાઇનરના સુંદર પહાડી પ્રદેશોમાં મુસાફરી કરી હતી, અને કુદરતી સૌંદર્ય વિષે તે અજાણ્યો નહોતો, તેમ છતાં તેનો આત્મા નીતિમાં અને સત્યની શુદ્ધતામાં એટલો બધો તલ્લિન થએલો હતો કે તેના કોઇ પણ પત્રમાં કુદરતની સુંદરતા વિષે ઇસારો સરખો પણ કરેલો જણાતો નથી. ફક્ત લુસ્ત્રામાં અશિક્ષિત માણુસોને સુવાર્તાનો મર્મ સમજાવતાં જીવતો દેવ જેણે આકાશો તથા પૃથ્વી ઉત્પન્ન કર્યાં છે તેની કૃપા વિષે બોલતાં કહે છે કે, "તણે ઉપકાર કરીને આકાશથી વરસાદ તથા ફળવંત ૠતુઓ આપણને આપીને અન્નથી તથા આનંદથી આપણાં મન ભરપુર કરીને તેણે સાક્ષી વિના પોતાને રાખ્યો નથી." આ ફકરા સિવાય બીજે કોઇ પણ ઠેકાણે કુદરતના સૌંદર્ય વિષે બોલતો આપણે તેને જોતા નથી.

અલબત શહેરની ભાષા તથા આચારવિચારની છાયા કદાચ પાઉલ ઉપર પડી હશે. કદાપિ બાલપણથીજ તે ગ્રીક ભાષા બોલતાં

શીખ્યો હશે. જેમ એક ગુજરાતી બાળક પોતાનાં માબાપ સાથે પુના કે નાશીકમાં રહેતું હોય, અને સહવાસથી મરેઠી ભાષા તેને પોતાની મેળે આવડે, તેવીજ રીતે પાઉલને પણ નાનપણથીજ ગ્રીક ભાષાનું કંઇ જ્ઞાન થયું હોય તો તેમાં નવાઇ જેવું નથી. તારસસની કોઇપણ નિશાળમાં બેસીને તેણે ગ્રીક બાષાનો અભ્યાસ કર્યો હોય એમ દેખાતું નથી, છતાં તેનાં લખાણો તથા ભાષણો ઉપરથી જણાય છે કે ગ્રીક ભાષા તે સારી રીતે જાણતો હતો.

તારસસ શહેર હુન્નર ઇત્યિાદિનું મધ્યબિંદુ હતું, અને અહીંજ પાઉલ દોરડાં તથા તંબુઓ બનાવવાનું કામ શીખ્યો હતો, કે જે વડે તે પોતાની મુસાફરીઓ વખતે પોતાનું ગુજરાન ચલાવતો હતો. જો કે તંબુ બનાવવાનો ધંધો કંઇ સારી આવક વાળો કે આબરૂદાર ગણાતો નહિ, તોપણ તેથી એમ નહિ માનવું કે પાઉલનાં માબાપ કોઇ હલકા કુટુંબના માણસો હશે, પણ દરેક યહુદી જુવાન જે રાબ્બી (ધર્મગુરૂ) થવાનો હોય તેણે કંઇપણ હુન્નર શીખવો જોઇએ એમ માબાપો સમજતાં હતાં, કે જે વડે વખત આવે તેઓ પોતાનું ગુજરાન પોતાને હાથે કરી શકે. પાઉલને આ ધંધો શીખતી વખતે સહેજ પણ ખ્યાલ નહિ હોય કે ભવિષ્યમાં તે તને કેવો ઉપયોગી થઇ પડશે.

પાઉલના માબાપ તથા કુટુંબ વિષે ઝાઝો ઇતિહાસ હાથ આવતો નથી. પણ તેઓ યહુદી હતાં અને બીન્યામીનના કુળનાં હતાં. તેનો બાપ તથા ઘરડો બાપ ફરોશી પંથના હતા (પ્રે. કૃ. ૨૩. ૬) અને તેથી મુસાના નિયમ શાસ્ત્રને ચુસ્ત રીતે પાળનારા હોવા જોઇએ. પાઉલ પોતાને પણ "ઇસ્રાએલી, હેબ્રીઓનો હેબ્રી" કહીને ઓળખાવે છે. વળી પાઉલને યરૂશાલેમમાં એક પરણેલી બહેન પણ હતી, જેના દીકરાએ પાઉલનો જાન બચાવ્યો હતો

( પ્રે. કૃ. ૨૩. ૧૬ ). રૂમી પ્રજાપણાનો હક પાઉલના માબાપને કેવી રીતે મળ્યો હશે. તે કંઇ ખાત્રીથી કહી શકાય નહિ. કદાચ રાજ્યની કોઇ વફાદારી સેવા બજાવવાથી મળ્યો હોય, પણ મોટે ભાગે તેના બાપે તે હક વેચાતો લીધો હશે.

પાઉલનાં માબાપ ફેરોશી પંથનાં હોવાથી તેને બાળપણથીજ તે પંથનું જ્ઞાન તેનાં માબાપ તરફથી મળ્યું હશે. ઘણું કરીને હેબ્રીઓમાં સાધારણ રીતે એવો નિયમ હતો કે દરેક હેબ્રી છોકરો આસરે પાંચ વર્ષની ઉમરે પોતાનાં માબાપ પાસે ઘરમાં ધાર્મિક કેળવણીની શરૂઆત કરતો, દશ વર્ષની ઉમરે તે નિયમશાસ્ત્ર મુખપાઠ કરતો (oral law), તેર વર્ષની ઉમરે સ્થિરકરણ પામી દશ હુકમો પાળવાને બંધાતો, અને લગભગ ૨૦ વર્ષની ઉમરે દરેક જુના વિચારના યહુદીની મારક તે પરણતો.

પાઉલ તેર વર્ષની ઉમર સુધી તેનાં માબાપ પાસેજ હતો એમ જણાય છે. તેટલામાં તેણે નિયમશાસ્ત્રનું સારૂં જ્ઞાન મેળવ્યું. પણ હવે તેણે કેવો ધંધો શીખવો તે પસંદ કરવાનો વખત આવ્યો. તેનાં માબાપે આ બાબતમાં ઘણુંજ ડહાપણ વાપરેલું દેખાય છે. જો તેનો બાપ ચ્હાત તો તેના દીકરાને પોતાના વેપાર સાથે જોડી તેને એક મોટો વેપારી બનાવી શકત, અથવા તો બીજો કોઇપણ ધંધો, જેમાં પૈસાની પુષ્કળ પ્રાપ્તિ થાય, તેવા રસ્તે તેને ચઢાવત, પણ ઘણો વિચાર કર્યા પછી આ ડાહ્યાં માબાપ એવા નિર્ણય પર આવ્યાં કે અમારો દીકરો એક રાબ્બી (ગુર્મગુરૂ) બને તો વધારે સારૂં. ખરેખર આ વિચાર માબાપના ધાર્મિકપણાનેજ આભારી હતો. ગમે તેમ હોય પણ આપણે જોઇ શકીએ છીએ કે ઇશ્વર પોતાને માટે એક મહાન સેવકને હાલ તૈયાર કરતો હતો. "તેં મને ઓળખ્યો નહિ, તોપણ હું તારી કમર બાંધીશ."

જેમ દરેક જુવાન યહુદી, જે રાબ્બી કે ધર્મગુરૂ થવાનો હોય તેણે તેર વર્ષની ઉમરે કોઇ પ્રખ્યાત ધર્મગુરૂની વિદ્યાલયમાં જોડાવું જોઇએ, તેજ નિયમ પ્રમાણે પાઉલને પણ તેર વર્ષની ઉમરે પહોંચતાં યરૂશાલેમમાં ખાસ ધાર્મિક કેળવણીને માટે મોકલવામાં આવ્યો. તેનું યરૂશાલેમમાં આવવું તે કદાચ જે વખતે ખ્રીસ્ત બાર વર્ષની ઉમરે પહેલીવાર યરૂશાલેમમાં ગયો હતો તેજ અરસામાં થયું હશે.

જે પાઠશાળામાં પાઉલે પોતાનું નામ નોંધાવ્યું તે પાઠશાળાનો અધ્યક્ષ ગમાલ્યલ નામનો પ્રખ્યાત વિદ્વાન રાબ્બી હતો, જે પોતાના બાપ હીલેલની માફક ઉદાર ફ્રેરોશીઓમાંના એક હતો. ગમાલ્યલની કુલીનતા તેણે સાન્હેદ્રીમની સભા સન્મુખ આપેલા ભાષણ પરથી દેખાય છે. તેના વિષે એવી દંતકથા ચાલે છે કે તે ખ્રીસ્તનો એક ગુપ્ત શીષ્ય હતો પણ તે વાતને કંઇ ટેકો મળતો નથી, તોપણ તેના વિષે એટલું કહી શકાય કે તે એક વિચારવંત, મોટા દિલનો, મહા જ્ઞાની અને ડહાપણથી વર્તનાર ધાર્મિક ફ્રેરોશી હતો. સાધારણ ફ્રેરોશીઓની માફક તે ઉતાવળા સ્વભાવનો તેમજ અભિમાની નહોતો, એટલુંજ નહિ પણ પાઉલના બોલવા પરથી એમ જણાય છે કે ગમાલ્યલ યહુદી કોમમાં તે વખતે એક માનવંત અને વિદ્વાન માણસ તરીકે લેખાયો હતો, અને સઘળા તેના પ્રત્યે માનની નજરે જોતા હતા; વળી સાન્હેદ્રીમ સભા પણ તેની સુચનાને માન આપતી આપણે જોઇએ છીએ આવા ગુરૂના ચરણ આગળ પાઉલ અભ્યાસ કરે એ ખરેખર ઇચ્છવાજોગ હતું. આ પ્રખ્યાત શિક્ષકના ચરણ પાસે તારસસનો શાઉલ ઘણાં વર્ષ સુધી બેઠો. જે અભ્યાસક્રમ ઠરાવેલો હતો તે ઘણોજ લાંબો અને અઘરો હતો. વિદ્યાર્થીઓને આખું શાસ્ત્ર મુખપાઠ કરાવવામાં આવતું. શાળામાં દરેક વિદ્યાર્થીને વાદવિવાદ ચલાવવાને તથા પ્રશ્નો પુછવાને પુરી છુટ મળતી. અને એમ તેમની મગજ અને વિચાર શક્તિઓને પુરી ખીલવવામાં

આવતી હતી. એમ પાઉલે ગમાલ્યલની શાળામાંથી અધિક જ્ઞાન મેળવ્યું. જો કે તે વિદેશીઓનો ખાસ પ્રેરિત થવાનો હતો તોપણ પોતાના લોકને તેણે સુવાર્તાથી અજાણ રાખ્યા નહિ. દરેક શહેરમાં કે ગામમાં જ્યાં જ્યાં તે ગયો ત્યાં પ્રથમ આપણે તેને યહુદીઓના સભાસ્થાનોમાં જઇ સુવાર્તા પ્રગટ કરતો જોઇએ છીએ, અને યહુદી ધર્મની જે કેળવણી તેણે ગમાલ્યલ પાસેથી લીધી હતી, તે તેને એવે પ્રસંગે ઘણીજ ઉપયોગી થઇ પડી. આખા શાસ્ત્રનું ઉમદા જ્ઞાન હોવાથી, યહુદીઓની સાથેના વાદવિવાદમાં શાસ્ત્રના લગભગ બધા ભાગોમાંથી દાખલા દલીલો રજુ કરી તે વાદ કરતો જણાય છે. તેનાં લખાણોમાં પણ તે કેટલીક જગ્યાએ ભવિષ્યવાદીઓનાં પુસ્તકોમાંથી, તો કેટલીક જગ્યાએ ગીતશાસ્ત્રમાંથી ફકરા ચુંટી ઉતારતો દેખાય છે. આ પ્રમાણે પોતે કયા કામને માટે આવી ઉત્તમ રીતે તૈયાર થયો હતો તે જાણ્યા સિવાય ખ્રીસ્તના આ મહાન યોદ્ધાએ આત્માના દરેક હથિયારોથી પોતાને સજ્જ કર્યો.

યરૂશાલેમમાં અભ્યાસ કરતો હતો તે દરમ્યાન પાઉલની નૈતિક તેમજ આત્મિક સ્થિતી કેવી હશે? તે એક ધર્મ ગુરૂ બનવાને તાલીમ લેતો હતો ખરો પણ પોતે ધાર્મિક હતો કે કેમ, એ સવાલ પણ કોઇના મનમાં ઉત્પન્ન થાય. ધાર્મિક કેળવણી લેવાને જેટલા જુવાનો યરૂશાલેમની વિદ્યાલયમાં આવતા તેઓ બધાજ કંઇ ધાર્મિક નિવડતા એમ કહી શકાય નહિ, કારણ યરૂશાલેમ શહેર તેવા જુવાનોને માટે એક મોટું પરીક્ષણનું સ્થાન હતું. ઘણાએક જુવાનોને માબાપ કે વડીલોની દેખરેખ કે બિહીકની અહિં સ્વતંત્રતા મળતી, તેઓ યરૂશાલેમ કે જે તે સમયમાં એક ઢોંગી ધુતારાઓનું સ્થાન હતું, તેનાં ઘણાંએક પરીક્ષણોમાં ફસાઇ જઇ જીંદગી બરબાદ કરતા; અને એવા ઘણાએક દાખલાઓ આપણે હાલના જમાનામાં પણ જોઇએ છીએ કે જેમાં ધર્મના ઘણાએક આગેવાનો પણ

લોટની સ્ત્રીની માફક પાછળ જોઇ નાશ પામે છે. પણ પાઉલ યરુશાલેમમાં અભ્યાસ કરતો હતો તે દરમ્યાન તેને કોઇ પણ જાતનું કલંક લાગ્યું હોય એમ દેખાતું નથી. બાળપણથીજ માબાપ તરફથી ઉત્તમ ધાર્મિક કેળવણી તેને મળી હતી, ધાર્મિક વાનાઓમાં બાળપણથીજ તેનું ચિત્ત બરોબર પરોવવામાં આવ્યું હતું; અને તે યરૂશાલેમમાં વિદ્યાર્થી હતો તે દરમ્યાન તેની નૈતિક તેમજ ધાર્મિક સ્થિતી વિષે કોઇ જાતનો શક લાવવાને કંઇજ કારણ મળી શકતું નથી. જેમ જેમ અભ્યાસમાં તે આગળ વધતો ગયો તેમ તેમ તે વધારે ધાર્મિક અને એક ધર્મચુસ્ત ફરોશી બનતો ગયો, અને ઇશ્વરી કૃપા તથા ન્યાયીપણું કેવી રીતે મેળવવાં એજ તેના અભ્યાસનો મુખ્ય વિષય થઇ પડયો. પોતાના શિક્ષકને તે પુછતો કે આ વાનાંઓ કેવી રીતે પ્રાપ્ત કરી શકાય? જવાબ એ મળતો કે નિયમશાસ્ત્ર પાળવાથી. ખરેખર આતો ઘણુંજ કઠણ કામ હતું કારણ કે નિયમશાસ્ત્રમાં મુસાનું આખું નિયમશાસ્ત્ર, એટલુંજ નહિ પણ ફરોશીઓએ ઘડી કાઢેલા અને ગાંઠના ઉમેરેલા ઘણાએક કાયદા કાનુનોનો તથા રીતરીવાજોનો પણ તેમાં સમાવેશ થતો હતો. પાઉલ આથી જરા પણ ડર્યો નહિ, પણ ઇશ્વરી કૃપાને જીતવાને પોતાનું તન અને મન લગાડયું, કારણ તે સિવાય જીંદગી તેને નકામી જેવી લાગતી હતી. નિયમશાસ્ત્રનું પાલન કરવાથી જો ઇશ્વરી કૃપા પ્રાપ્ત થાય છે, તો તે પણ કરવાને તે તૈયાર થઇ ગયો. તેનો પોતાનો તેમાં વિશ્વાસ હતો એટલુંજ નહિ પણ આખી યહુદી કોમની પણ એજ માન્યતા હતી કે નિયમશાસ્ત્ર પાળનારી દેશજાતીમાંજ મસિહ આવશે. આ માન્યતા એટલે સુધી હતી કે જો આખી કોમમાંથી એક માણસ પણ ફક્ત એકજ દિવસ સંપુર્ણ રીતે નિયમશાસ્ત્ર પાળે તો જરૂર તેની ખાતર આખી કોમ પર ઇશ્વરની કૃપાદ્રષ્ટિ થાય,. અને જે મસિહની તેઓ આતુરતાથી રાહ જોતા હતા તે આ પૃથ્વી પર આવે.

પાઉલની ધાર્મિક કેળવણી ઇશ્વરી કૃપા અને ન્યાયીપણું નિયમશાસ્ત્રથી પ્રાપ્ત કરવામાં હવે પુરી થઇ, અને યરૂશાલેમનું વિદ્યાલય છોડતાં આ વિષયને તેણે પોતાની જીંદગીનો મુખ્ય હેતુ ગણ્યો. પાઉલનો આ મત પોતાને માટે તેમજ દુનિયાને માટે પણ ઘણોજ ભારે હતો, પણ આ તો પવન પાછળ ફાંફાં મારવા જેવું છે એમ સાબીત કરનાર પ્રથમ પુરૂષ તે પાઉલ પોતેજ હતો; અને જે સત્ય રસ્તો તેને મળ્યો તે આખી સૃષ્ટિને તેણે જાહેર કર્યો.

પાઉલનો અભ્યાસક્રમ કઇ સાલમાં પુરો થયો, અથવા ત્યારબાદ તે ક્યાં ગયો હશે તે આપણે નક્કી કહી શકતા નથી. પણ જેમ આપણી ઇશ્વર વિદ્યાશાળાઓમાંથી વિદ્યાર્થીઓ પોતાનો અભ્યાસક્રમ પુરો કર્યા બાદ જુદે જુદે સ્થળે સુવાર્તાનું કામ કરવાને વેગઇ જાય છે તેજ પ્રમાણે જુવાન રાબ્બીઓ પણ અભ્યાસ પુર્ણ કર્યા બાદ જુદે જુદે ઠેકાણે જઇ યહુદીઓમાં ધર્મનું કામ કરતા હતા. એજ પ્રમાણે પાઉલ પણ પોતાને વતન પાછો ગયો હશે અને ત્યાંના કોઇ સભાસ્થાનમાં ધર્મગુરૂની સેવા બજાવી હશે. કારણ કે સાફ દેખાય છે કે યરૂશાલેમમાં અભ્યાસ પુર્ણ કર્યા બાદ કેટલાંક વર્ષ સુધી તે પાલેસ્ટાઇન તથા યરૂશાલેમની સરહદથી દૂર હતો; કેમકે લગભગ એજ અરસામાં યોહાન બાપ્તિસ્મી તથા ખ્રીસ્ત તારનાર પ્રગટમાં આવ્યા અને જો પાઉલ આ વખતે પાલેસ્ટાઇનની સરહદમાં હોત તો આ બેમાંથી કોઇના પણ સમાગમમાં આવીને કાંતો સત્રુ કે મિત્ર બેમાંથી એક બનવા પામ્યો હોત.

ખ્રીસ્તના મરણ પછી લગભગ તરતજ પાઉલ યરૂશાલેમમાં પાછો આવ્યો. આ વખતે તેના ફરોશી મિત્રો તરફથી તે વખતની બીનાઓની જે બાતમી તેને મળી હશે તે આપણે સહેજે સમજી શકીએ છીએ. પોતાના ધર્મને માટે અને પોતાની માન્યતા માટે તેને આ વખતે કંઇ પણ શક આવ્યો હોય એવું ધારવાને આપણને

કોઇ પણ કારણ મળી શકતું નથી. જો કે તેનાં લખાણો પરથી આપણે જોઇ શકીએ છીએ કે તેના મનમાં ઘણીએક સખત વેદના ચાલુ હતી; તોપણ નિયમશાસ્ત્ર પાળવાથીજ પવિત્ર જીવન પ્રાપ્ત કરી શકાય એ માન્યતા તેના હૃદયમાં પુર જોસમાં રમતી હતી. પણ આપણે જોઇ શકીએ છીએ કે નિયમશાસ્ત્રથી આ પવિત્ર સ્થિતિએ પહોંચવાના તેના પ્રયત્નોમાં તે ફતેહ પામ્યો નહિ, એથી ઉલટો જેમ જેમ નિયમનું સેવન કરવાને તે વધારે પ્રયત્ન કરવા લાગ્યો તેમ તેમ પાપનું પ્રતિબિંબ તેનામાં વધારે ને વધારે પ્રકાશવા લાગ્યું. તેનું અંતઃકરણ તેને વધારે મારવા લાગ્યું, અને ઇશ્વરમાં આત્માની જે શાંતિને માટે તે ફાંફાં મારતો હતો તેથી તેને દૂર કર્યો; છતાં સભાગ્થાનોમાં ફરોશીઓથી જે શિક્ષણ અપાતું હતું તેની વિરૂદ્ધ તેણે કંઇ પણ વાંધો ઉઠાવ્યો નહિ, તેણે તો જુના કરારનો ઇતિહાસ જે પવિત્ર સંતોથી લખાયલો છે, અને તેઓએ જે રીતરીવાજને બતાવ્યા છે, તે ખરેખર ઇશ્વર પ્રેરિત છે એમ માન્યું હતું. હજી સુધી તેના આત્માનું સમાધાન થયું નહિ તેનું ખરેખરૂં કારણ તે એજ સમજતો હતો કે હજી મેં ભુંડાઇ સામે પુરેપુરી લડત ચલાવી નથી, અને નિયમને પુરેપુરૂં માન આપ્યું નથી. શું એવું કોઇ કામ મારે માટે હજી બાકી છે કે જે કરીને હું આખરે ઇશ્વરની કૃપા પ્રાપ્ત કરી શકુ? આવી અશાંતિ સાથે તે યરૂશાલેમમાં પાછો આવ્યો. અત્રે મિત્રો તરફથી અજાયબી સાથે સાંભળ્યું કે, એવો એક પંથ ઉભો થયો છે, જેઓ એમ માને છે કે જે ઇસુ નાઝારીને યહુદીઓએ વધસ્તંભે જડીને મારી નાખ્યો, તેજ ઇસુ યહુદીઓનો મસીહ છે. પાઉલે આ નવા પંથ વિષે જુદા જુદા મિત્રો તરફથી ઘણીએક નવી નવી વાતો સાંભળી હશે, અને એક ધર્મચુસ્ત ફરોશી તરીકે આ નવા પંથ વિરૂદ્ધ તેની લાગણીઓ કેટલી બધી ઉશ્કેરાઇ ગઇ હશે તે આપણે સહેજે સમજી શકીએ છીએ.

હવે આ વખતે એટલે પાઉલ યરૂશાલેમમાં પાછો આવ્યો તે વખતે ખ્રીસ્તી મંડળીની સ્થિતિ કેવી હતી તે આપણે જરા જોઇશું.

---

## ૨. ખ્રીસ્તી મંડળીની સ્થિતિ.

ખ્રીસ્તી મંડળી આ વખતે બે કે અઢી વર્ષનીજ હતી, જેમાં ફક્ત ૧૨૦ સભાસદો હતા. ખ્રીસ્તના સ્વર્ગારોહણ પછી પ્રેરિતો મસિહના હુકમ મુજબ યરૂશાલેમમાંજ રહ્યા હતા. અને ત્યાર પછી પચાસમે દિવસે જે પરાક્રમ થયું તેથી આખું યરૂશાલેમ શહેર ખળભળી ઉઠ્યું, ને ખ્રીસ્તીઓની સંખ્યામાં મોટો વધારો થયો. પ્રેરિતોને પવિત્ર આત્મા મળ્યો જેથી તેઓ અદ્ભુત અને પરાક્રમી કામો કરી શક્યા. વિશ્વાસીઓની સંખ્યામાં ૩,૦૦૦ જેટલો મોટો વધારો થયો. પણ આ વધારાના ભાઇઓ મોટે ભાગે પરદેશીઓ હતા, એટલે કે, એલામીઓ, મેસોપોટામીઆના, યહુદાહના, કાપાદોકીઆના, પંતસના, આશિયાના, ફ્રુગીઆના, પામ્ફુલ્યાના, મિસરના, લીબીઆના રહેવાસીઓ, રૂમી પ્રવાસીઓ, યહુદીઓ તથા થએલા યહુદીઓ, અરબો તથા ક્રેતીઓ ઇત્યાદિ. આ દરેકે પોતપોતાની ભાષામાં પ્રેરિતોને બોલતાં સાંભળ્યા, અને પીતરના ભાષણથી વિસ્મીત થઇને તે દિવસે તેઓમાંથી ૩,૦૦૦ માણસોએ સુવાર્તાનો અંગીકાર કરી બાપ્તિસ્મા લીધું. એમ તેઓ ખ્રીસ્તી ધર્મ પોતપોતાને દેશ તથા પોતપોતાને શહેર અને ઘેર લઇ ગયા. અને જે કંઇ તેઓએ યરૂશાલેમમાં જોયું, સાંભળ્યું, શીખ્યા અને માન્ય કર્યું તે બીજાઓને પણ કહી સંભળાવ્યું હશે. એમ ખ્રીસ્તી ધર્મ તેની શરૂઆતમાંજ દૂર દેશોમાં ઇશ્વરી કૃપાથી જવા પામ્યો.

પવિત્ર આત્મા પામ્યા બાદ શિષ્યો છાના રહી શક્યા નહિ. યહુદીઓનાં સભાસ્થાનોમાં, ચોટાંઓમાં, અને મંદિરમાં પણ જઇને

તેઓ મસિહને પ્રગટ કરવા લાગ્યા. પીતર અને યોહાન આગેવાની ભર્યો ભાગ ભજવતા હતા. યહુદી અધિકારીઓએ જ્યારે આ બધું સાંભળ્યું, તથા ચમત્કારો નજરે જોયા, ત્યારે તેઓ ગભરાયા, અને કોઇ પણ રીતે આ નવીન પંથનો નાશ કરવાને તથા તેને ફેલાતો અટકાવવાને સખત પગલાં લેવા લાગ્યા. શિષ્યોને પકડીને કેદખાનાંમાં પુર્યા; પણ ઇશ્વરે પોતાના દુતોની મારફતે કેદખાનામાંથી પણ પોતાના સેવકોને છંડાવ્યા. આ જોઇને તેઓ વધારે ચીઢાયા. જે ઇસુને તેઓએ વધસ્તંભે જડીને મારી નાખ્યો હતો, અને જેના લોહીનો દોષ પોતા પર તથા પોતાનાં સંતાન પર તેઓએ લીધો હતો, તેજ ઇસુની મરણ પછી પણ આટલી બધી ખ્યાતિ થતી તેઓ જોઇ શક્યા નહિ. પોતાનાં પાપોમાં વધારો કરવાને હવે તેઓએ બીજો નિશ્ચય કર્યો. સભાઓ ભરી મત પસાર કરવા લાગ્યા કે આ નવા પંથનો જે કોઇ ઉપદેશક મળે તેને પકડીને મારી નાખવો. પણ સાન્હેદ્રીમ સભામાં આ વખતે એક ડાહ્યો અને વિદ્વાન પુરૂષ હતો, જેણે ઉભા થઇને તેઓથી વિરૂદ્ધ પોતાનો મત દર્શાવ્યો. તે તો પાઉલનો શિક્ષક ગમાલીયલ હતો. સભા સમક્ષ ભાષણ આપતાં તેણે અધિકારીઓને ચેતવતાં કહ્યું કે, "ઓ ઇસ્રાએલી માણસો, તમે આ માણસોને જે કરવાના છો, તે વિષે પોતાને સંભાળો,...કેમકે જો એ મત અથવા એ કામ માણસોથી હશે તો ઉથલી પડશે, પણ જો દેવથી હશે તો તમથી ઉથલાવી નંખાતું નથી; નહિ તો તમે દેવની સામા પણ લડનારા માલુમ પડશો." ગમાલીયલ સભાનો એક માનવંત તથા વિદ્વાન સભાસદ હોવાથી તેઓએ તેનું સાંભળ્યું, અને જાણે કે સુલેહ થઇ હોય એમ દેખાયું. બીજી બાજુએ શિષ્યો કોઇ પણ ગુન્હાને પાત્ર કામ કરતા નહિ. બહારથી તો તેઓ ખરેખરા યહુદી, નિયમની આસ્થાવાળા, મંદિરમાં સેવાભક્તિ અર્થે જનારા, અને યહુદી રીતરીવાજોને તથા ધર્મગુરૂઓને યોગ્ય માન આપનારા હતા.

આથી ખ્રીસ્તી ધર્મને આસ્તે આસ્તે આગળ વધવાને પ્રસંગ મળવા લાગ્યો. મંડળીમાં જરા શાંતિ દેખાઇ. તેઓ મેડી પર રોટલી ભાંજવાને તથા ભજનસેવા કરવાને દરરોજ એકઠા મળતા. પોતાની પ્રાર્થનાઓમાં તેઓ માગતા કે, ઓ પ્રભુ, આકાશ, પૃથ્વી તથા સમુદ્રને ઉત્પન્ન કરનાર દેવ તું છે, તારો પવિત્ર દીકરો અમારો મસિહ તેની વિરુદ્ધ લોકો તથા હાકેમો ઉભા થયા છે, માટે હિમ્મત રાખીને તથા છાતી ઠોકીને તેની સુવાર્તાની સાક્ષિ પૂરવાનું બળ અમને આપ, અને ઇસુને નામે ચમત્કારો કરાવ. આ દેખાવ ખરેખર ઘણોજ સુંદર લાગતો. વળી નવી આસ્થામાં તેઓ દિનપ્રતિદિન વધતા ગયા, અરસપરસનો પ્રેમ અધિક થતો ગયો; અને જ્યારે જ્યારે તેઓ એકઠા મળતા ત્યારે ખ્રીસ્ત તેમની મધ્યે હાજર છે એમ તેમને લાગતું. તેમની આજુબાજુ જ્યારે યરૂશાલેમ શહેર જંગીક દુષ્ટ વાતાવરણમાં ગુંચવાએલું હતું ત્યારે ખ્રીસ્તની આ નાની ટોળી તેમનાં હૃદયોમાં પૃથ્વી પર સ્વર્ગિય સુખ માણતી દેખાતી હતી.

પણ આ સુલેહ લાંબો વખત ટકી નહિ. ખ્રીસ્તી સૈનિકો ચૂપ બેશી રહે તેમ નહોતું, કારણ કે તેમને દુનિયાને જીતવાની મહાન શક્તિ અપાયલી હતી. આ શક્તિ પોતાની મેળેજ દુનિયાની આગળ પ્રગટ થઇ યહુદીઓના કાયદાકાનુનો અને નિયમની બેડીઓને તોડવા લાગી, અને સુવાર્તાની સ્વતંત્રતા જગતને જાહેર કરવા લાગી.

આખરે મંડળીમાં એવો એક પુરૂષ ઉભો થયો, જે દેવના આત્માથી ભરપુર હતો; તેનું નામ સ્તેફન હતું જે મંડળીના સાત સેવકોમાંનો મુખ્ય હતો. અને સ્તેફને વિશ્વાસે તથા સામર્થ્યે ભરપુર થઇને મોટાં અદ્ભુત કામો તથા ચમત્કારો લોકોમાં કર્યા; સભાસ્થાનોમાં જઇને ખ્રીસ્તનું મસિહાપણું તથા નિયમની ઝુંસરીથી છૂટકો પ્રગટ કરવા લાગ્યો, અને એવી હુંશિયારીથી ને હિમ્મતથી બોલવા લાગ્યો કે યહુદી વિદ્વાનો તેની સામે ટકી શકયા નહિ.

જ્યારે સ્તેફન સાથેના વાદવિવાદમાં તેઓ ફાવી શક્યા નહિ, ત્યારે તેઓએ લોકોને તથા અધિકારીઓને ઉશ્કેર્યા, તેને પકડી લીધો ને જુઠા સાક્ષીઓ તેની વિરૂદ્ધ ઉભા કર્યા, જેઓએ તેને વિરૂદ્ધ બોલતાં કહ્યું કે, આ માણસ આ પવિત્ર જગ્યા તથા નિયમશાસ્ત્રને વિરૂદ્ધ દુર્ભાષણ કરતાં કહે છે કે "ઇસુ નાઝારી આ જગ્યાનો નાશ કરશે, ને જે રીતીઓ મુસાએ આપણને સોંપી છે તેઓને તે બદલશે." જે સભાસ્થાનમાં સ્તેફનને ઘણો વાદવિવાદ થયો, ને જ્યાં આ ધાંધળ થવા પામ્યુ તે મોટે ભાગે કીલકીનું સભાસ્થાન એટલે પાઉલના દેશબંધુઓ જેઓ ય શાલેમમાંના હતા તેમનું સભાસ્થાન હતું અને એમ માની શકાય છે કે આ વખતે પાઉલ પોતે તેમાં રાબ્બી તરીકે ધર્મસેવા કરતો હશે, અને સ્તેફન સાથેના વાદવિવાદમાં પોતે વિદ્વાન હોવાથી આગળ પડતો ભાગ લીધો હશે.

ઉપર પ્રમાણે સભાસ્થાનમાં ધાંધળ થયા બાદ તેઓ સ્તેફનને પકડીને સાન્હેદ્રીમ સભા સન્મુખ લાવ્યા. સભામાં જેઓ બેઠેલા હતા તેઓએ સ્તેફનનું મ્હો દુતના મ્હો જેવું પ્રકાશિત દીઠું. પ્રમુખ્ય યાજક યોનાથાન પ્રમુખસ્થાને બીરાજેલો હતો; તે પણ સ્તેફનના પ્રકાશિત ચહેરાને જોઇને ગભરાયો હશેજ. તેણે સ્તેફનને પુછ્યું કે જે સાક્ષીઓ તારી વિરૂદ્ધ પડી છે તે શું ખરી છે? પ્રત્યુતરમાં સ્તેફને લાંબુ ભાષણ આપતાં ઇબ્રાહીમથી માંડીને ખ્રીસ્તના મરણ સુધીનો ઇતિહાસ કહી સંભળાવ્યો, અને શાસ્ત્રમાંથી દાખલા તથા પ્રમાણો આપીને ખ્રીસ્ત તેજ મસીહ છે એમ સાબિત કરી બતાવ્યું; તેમજ જે જે ચમત્કારો તથા અદ્‌ભુત કામો શિષ્યો કરતા હતા તે પણ ખ્રીસ્ત મસિહના નામેજ કરતા હતા તે સભા આગળ જાહેર કર્યું. ભાષણને અંતે સ્તેફનને કદાચ કંઇક આશા હશે કે સાંભળનારાઓનાં મન પર તેના ભાષણથી કંઇક સારી અસર થવા પામશે, પણ જ્યારે તેણે જોયું કે આટલી બધી સમજણ આપ્યા છતાં સભાજનોનાં મન

પત્થર જેવાં કઠણજ દેખાયાં, ત્યારે તે પુર જોસમાં બોલી ઉઠયો કે, "ઓ હઠીલાઓ મન તથા કાન વિષે સુનત વગરનાઓ તમે સદા પવિત્ર આત્માને ઉલટું કરો છો." સ્તેફનના આ છેલ્લા શબ્દોથી આખી સભામાં મોટો ખળભળાટ થયો ને તેઓ તેની સામે પોતાના દાંત પીસવા લાગ્યા; સભાનો દેખાવ ભય ઉપજાવનારો હતો, પણ તેથી ડરી નહિ જતાં સ્તેફને પવિત્ર આત્માથી ભરપુર થઇને આકાશની ગમ જોતાં દેવનો મહિમા તથા દેવની જમણી ગમ ઇસુને ઉભેલો દીઠો, ને બોલ્યો કે, જુઓ, આકાશ ઉઘડેલું તથા દેવની જમણી ગમ માણસના દીકરાને ઉભેલો હું જોઉં છું." સઘળાએ આ સાંભળતાંજ મોટો ઘાંટો પાડયો, ને જાણે કે વધુ સાંભળવા ઇચ્છિતા ન હોય એમ પોતાના કાન બંધ કર્યાં. સ્તેફન પર એક ચિતે ધસી જઇને તેને શહેર બહાર ઘસડી ગયા ને ત્યાં તેને પત્થરે મારીને મારી નાખ્યો, જે સાક્ષિઓએ પ્રથમ પત્થર સ્તેફન પર નાખ્યા તેઓએ શાઉલ નામના એક જુવાન માણસના પગ પાસે પોતાનાં લુગડાં મુક્યાં હતાં. પોતાના પગ પાસે જુદા જુદા રંગનાં લુગડાંનો ઢગલો લઇને આ જુવાન દૂર ઉભો રહીને મરનાર સંત જે ઘુંટણીએ પડીને પ્રાર્થના કરતો હતો કે, "ઓ પ્રભુ, તેઓ પર આ દોષ મુકતો ના," તેનું પ્રકાશિત સ્વરૂપ આંખો ફાડીને જોઇ રહ્યો હતો. આ કામમાં પાઉલે આગળ પડતો ભાગ લીધો હશે એમ જણાય છે, કારણ કે જે સભાસ્થાનમાંથી આ ગડબડ ઉભી થઇ તે સભાસ્થાન પણ તેનુંજ હતું અને લુક સાફ લખે છે કે શાઉલ (પાઉલ) સ્તેફનને ઘાત કરવામાં રાજી હતો. પાઉલના આ ઉત્સાહે તેને અધિકારીઓની નજરમાં આગળ આણ્યો. જેથી તેને સાન્હેદ્રીમ સભામાં પણ બેઠક મળી, કારણ કે થોડાજ વખત પછી આપણે તેને ખ્રીસ્તીઓની વિરૂદ્ધમાં પોતાનો મત આપતો જોઇએ છીએ "અને તેઓને મારી નાખતા હતા ત્યારે મેં તેઓની વિરૂદ્ધ મત આપ્યું."

---

## ૩. ખ્રીસ્તીઓની સતાવણી—પાઉલનું ખ્રીસ્તી થવું.

"અને તેજ દહાડે યરૂશાલેમની મંડળી પર મોટી સતાવણી શરૂ થઇ." સ્તેફનને જે દિવસે મારી નાખવામાં આવ્યો તેજ દિવસથી ખ્રીસ્તીઓની સતાવણીની શરૂઆત થઇ. આ કામ સાન્હેદ્રીમ સભા તરફથી પાઉલને સોંપવામાં આવ્યું. પાઉલે ખુશીથી આ ક્રુરતા ભરેલું કામ સ્વીકાર્યું, કારણ કે તે એમ સમજતો હતો કે આ નવો પંથ જુઠો છે અને તેને બંધ કરવાથી કદાચ પ્રભુને રાજી કરી શકાશે. ખ્રીસ્તીઓનો સમુહ કેટલો હતો તેની બીજાઓ કરતાં પાઉલને વધારે માહિતિ હતી. અને થોડીજ વારમાં તેને જડમુળથી ઉખેડી નંખાશે એવી તેની આશા હતી. નિયમશાસ્ત્રને દુર કરવું અને વધસ્થંભે જડાયલા ઇસુપર વિશ્વાસ કરવો એ ઇસ્રાએલની પવિત્ર આશા સામે દુર્ભાષણ છે એમ તે માનતો હતો. વળી તેને પોતાને પણ આ કામમાં કંઇક સ્વાર્થ હતો. અત્યાર સુધી નિયમશાસ્ત્રથી ઇશ્વરને રાજી કરવાને તે પ્રયત્ન કરતો હતો, પણ દરેક પ્રયત્નોમાં તે પોતાને પાછળ પડતો દેખાતો હતો. પણ હવે જ્યારે તેને ખ્રીસ્તીઓની સતાવણી કરવાનું કામ સોંપવામાં-આવ્યું, ત્યારે તે સમજ્યો કે ઇશ્વરને અર્થે કંઇક નવું કામ કરવાને તક મળી છે. અને તેથી કદાચ ઇશ્વરને રાજી કરી શકાશે એવી તેની ઉમેદ હતી.

પાઉલને જે કામ સોંપવામાં આવે તે થોડુંઘણું કરીને પડતું મુકે તેમાંનો માણસ તે નહોતો. પોતાના કામમાં તે પુર જોસમાં ધસી નીકળ્યો. ઘેરે ઘેર જઇને પુરૂષોને તથા બાઇડીઓને ખેંચી લઇ જઇને બંદીખાનામાં નાંખ્યાં. મંડળીમાં આ વખતે ખરેખર એક કરૂણાજનક દેખાવ થયો હશે; કારણ પાઉલને ખ્રીસ્તીઓનાં દરેક ઘર માલુમ હોય એમ દેખાય છે. તે સભાસ્થાનોમાં તથા ઘેરે ઘેર દોડી વળ્યો, અને એકલા પુરૂષોનેજ નાહ

પણ અબળા સુદ્ધાંને પણ ઘસડી લાવ્યો, અને બંદીખાનામાં પુર્યાં. કેટલાકને સખત ને ક્રુર શીક્ષા કરવામાં આવતી, કેટલાકને મારી નાખ્યા, એટલુંજ નહિ પણ ઘણાએકને પોતાના તારનારનો નકાર કરવાને ફરજ પાડામાં આવતી. ઘણાંએક બાળકો નિરાધાર માબાપ વિનાનાં બન્યા હશે! યરૂશાલેમની મંડળી વિખેરાઇ ગઇ; મુખ્ય પ્રેરિતો સિવાયના બધા જેઓ નાસવા પામ્યા તેઓ નાસીને આજુ-બાજુના પ્રાંતોમાં વેરાઇ ગયા. અને એમ કહી શકાય કે પ્રેરિતપદને માટે પાઉલની અજાણ તૈયારીની આ છેલ્લી મજલ હતી અને ખરેખર હતું પણ એમજ જો કે સતાવણી કરનાર દાખલ થતાં તરીકે જે ધોરણમાં તેને બાળપણથી ઉછેરવામાં આવ્યો હતો તેમાંજ સીધો ચાલ્યો જતો હતો, પણ ઇશ્વર ભુંડામાંથી ભલું ઉપજાવી શકે છે. પાઉલના અંતરમાં ઇશ્વરનો પવિત્ર આત્મા રાત દિવસ મહેનત કરતો હોવાથી તેના સખત હૃદયમાં પણ કરૂણાના ફણગા ફુટવા શરૂ થયા હતા, અને આ ફણગાઓએ વૃક્ષારૂપ ધારણ કરતાં આપણે તેને એક નાનામાંનો નાનો જેની સતાવણી તે કરતો હતો તેની આત્મિક સેવા બજાવતો જોઇએ છીએ.

ખ્રીસ્તી ધર્મને જડમુળથી ઉખેડી નાખવાની આશા સતાવણી કરનારને હતી પણ તે ધર્મના સૈનિકોને જે અદ્ભુત શક્તિ અપાઇ હતી તેની તેને થોડીજ ખબર હતી! સતાવણીમાં તો તે વધારે ફેલાવા લાગ્યો. અત્યાર સુધી તો ખ્રીસ્તી ધર્મ ફક્ત યરૂશાલે-મના કોટની અંદરજ હતો, પણ હવે તો આજુબાજુના પ્રદેશોમાં પણ જવા પામ્યો. "અને વેરાઇ ગએલાઓ સુવાર્તાની વાત પ્રગટ કરતા ચારેગમ ફર્યા." યહુદા, સમારીઆ, ફેનીકે, સીરીઆ, વિગેરેના પ્રાંતોમાં જ્યાં ખ્રીસ્તીઓ સતાવણીને કારણે યરૂશાલેમથી નાસી ગયા હતા ત્યાં તેઓ સુવાર્તાનું મોકળાપણું ગામડાઓમાં તથા શહેરોમાં પ્રગટ કરવા લાગ્યાં; અને બબ્બે ને ત્રણ ત્રણ

પવિત્ર આત્મામાં પોતાનો આનંદ એક બીજાને જાહેર કરવાને ભેગા મળતા હતા. પાઉલ, જેણે આ નવા પંથનો સમુળગો નાશ કરવાને ધાર્યું હતું તે આ સાંભળીને કેટલો બધો ક્રોધના આવેશમાં આવી ગયો હશે તે આપણે સહેજ અનુમાનથી પણ જાણી શકીએ છીએ. પણ તેથી પાછળ પડે કે નાહિંમતવાન થાય તેમાંનો તે નહોતો. ખ્રીસ્તીઓનાં છૂટાં છવાયાં સ્થળો તથા સંતાવાની જગ્યાઓ પણ શોધી કાઢવાને તેણે પ્રયત્નો કર્યા. અને પોતાનો ઇરાદો બર લાવવાને એક શહેરથી બીજે શહેર અને એક ગામથી બીજે ગામ ખ્રીસ્તીઓની શોધમાં ફરવા લાગ્યો.

આ સમયે તેને ખબર મળી કે કેટલાએક ખ્રીસ્તીઓએ નાસી જઇને સીરિયાના મુખ્ય શહેર દમસ્કમાં આશરો લીધો છે, અને ત્યા શહેરના યહુદીઓમાં તેઓ પોતાનો ધર્મ પ્રગટ કરે છે, તેથી પ્રમુખ યાજક જેને પાલેસ્ટાઇનના બહારના પ્રાંતોમાં વસતા યહુદીઓ ઉપર પણ ધર્માધિકાર હતો તેની પાસે પાઉલ એકદમ દોડી ગયો. અને તેની પાસેથી દમસ્કની સભાઓ પર ભલામણ પત્રો માગ્યા કે જો ત્યાં તેને ખ્રીસ્તી ધર્મનો કોઈ પુરૂષ કે સ્ત્રી મળે તો તેમને બાંધીને યરૂશાલેમમાં લાવે.

થોડાક માણસો પોતાની સાથે લઇને ગુસ્સાના આવેશમાં આવેલા આ ખ્રીસ્તીઓનો સતાવનાર દમસ્કના રસ્તા પર ધીમે ધીમે મુસાફરી કરે છે. રસ્તો ઘણોજ ખરાબ તથા વિકટ હતો રસ્તાનો મોટો ભાગ ઉજ્જડ અરણ્ય અને મેદાનોમાં થઇને જતો હતો, યરૂશાલેમથી દમસ્કની મુસાફરી લગભગ ૧૫૦ માઇલ જેટલી લાંબી હતી, અને તે સમયમાં જે સાધારણ વાહન મળી શકે તે લગભગ એક અઠવાડીએ દમસ્ક પહોંચાડે એમ હતું. આવા સમયમાં પાઉલના મનની સ્થિતિ કેવી હશે તેનો આપણને સાધારણ રીતે પ્રશ્ન ઉભો થાયજ. એક અઠવાડીઆની લાંબી મુસાફરીથી તે કંટાળી ગયો હશે. વાર્તાચિતમાં

પણ વખત ગાળવાનો તેને પ્રસંગ નહોતો, કારણ તેની સાથેના માણસો કદાચ તેનાથી ઉતરતા દરજ્જાના કે નોકર વર્ગના માણસો હશે. એક ઉદાર દિલના તથા માયાળુ અંતઃકરણવાળા ગુરૂના ચરણ પાસે તે ઘણાં વર્ષ બેઠો હતો, પણ તેની અસર તેના પોતાના દિલ પર થઈ હોય એવું આ વખતે જણાતું નથી; કારણ જે કામ તેણે હાથમાં લીધું હતું તે ખરેખર મનુષ્યજાતની નજરમાં ઘાગુંજ ક્રુરતા ભરેલું તથા ધિક્કારને પાત્ર લેખી શકાય. પ્રેરિતોનાં કૃત્યમાં આપણે વાંચીએ છીએ કે જેમ શિકારી શિકારની શોધમાં ગાંડા જેવો કશાની પરવા કર્યા વગર જ્યાં ત્યાં ભટકે છે, તેમ પાઉલ પણ ખ્રીસ્તીઓનો સંહાર કરવાને ગામેગામ ને શહેરે શહેર તેમની શોધમાં ભમવા લાગ્યો. દમસ્ક જતો હતો ત્યારે પણ "ધમકીઓનો તથા હત્યાનો શ્વાસ" લેતો લેતો જતો હતો. ફરોશીઓના પાખંડી મતોએ તેનામાં સર્વોપરીપણું લીધુ હતું: પણ જેમ જેમ મુસાફરીમાં આગળ વધતો ગયો તેમ તેમ ફરોશીઓના મત માટે તેનામાં ધીમે ધીમે કંઈક શંકા ઉત્પન્ન થવા લાગી. આવી શંકાઓને દૂર કરી શકે, અને તેના અસ્થિર વિચારોને સ્થિર કરી તેનું ધ્યાન ખેંચી શકે એવું રસ્તામાં કંઈજ નહોતું. રસ્તો ઉજ્જડ અરણ્યમાં થઈને જતો હતો, આવા સમયમાં એક પછી એક શંકાઓ અને તરંગો તેના હૃદયમાં ઉત્પન્ન થવા લાગ્યા. જે કામ તેણે હાથમાં લીધું હતું તે માણસોની નજરમાં ખરેખર તદ્દન નાલાયક તથા વખોડી કાઢવા લાયક હતું, અને ઈશ્વિર સામે જાણે લડવાને પોતે બહાર પડ્યો હોય એમ તેને ભાસવા લાગ્યું. તેના અંતરમાં કંઈક અજબ વેદના ઉત્પન્ન થવા લાગી, અને જાણે કે પાપના ઘાઓથી રીબાતો હોય એમ તેને લાગ્યું.

પાઉલના મનમાં આવી શંકાઓ અને તરંગો કેમ ઉત્પન્ન થવા પામ્યા હશે તે શોધી કાઢવું મુશ્કેલ નથી. તેણે જો કે પોતાનું અંતઃકરણ આવી ક્રુરતા ભરેલું કામ કરવાને ગમે તેટલું કઠણ કર્યું હતું, પણ કુદરત આખરે પોતાનું કામ કર્યા વગર રહેતી નથી. ઘણું કરીને તેના

હૃદયમાં ફેરફાર કરનાર ખ્રીસ્તીઓની વર્તણુક હતી. સ્તેફને જે બહાદુરીથી પોતાનો બચાવ કર્યો હતો તે તેણે જોયું હતું સાન્હેડ્રીમ સભાના ઓરડામાં તેના દૂતના જેવો પ્રકાશિત ચહેરો તેણે નિહાળ્યો હતો. મરણભૂમિ પર ઘુંટણે પડીને પોતાના ખુનીઓને માટે ઈશ્વરના પ્રાર્થના કરતાં કરતાં પ્રાણાર્પણ કરતો પાઉલે તેને જોયો હતો. અને ત્યારબાદ સતાવણી દરમ્યાન પણ તેણે આવા ઘણાએક દિલ પીગળાવી નાંખે એવા દેખાવો દીઠા હશે. શું આ લોકો ઈશ્વરના દુશ્મનો જેવા દેખાતા? જ્યારે તેમનાં ઘરોમાંથી તેમને બહાર ઘસડી કાઢવાને તે ધુશી જતો ત્યારે તેણે તેમની પ્રેમી જીંદગી જોઈ હશે. શું આવા પ્રીતીથી ભરેલો પંથ અધકારનું પરાક્રમ હોઈ શકે? જે શાંતિ ડોળવાને પોતે ફાંફાં મારતો હતો તેવીજ શાંતિમાં તેના ક્રોધના ભોગ થઈ પડેલા ખ્રીસ્તીઓને તેમના મસિહને ખાતર પ્રાણાર્પણ કરતાં તે નિહાળતો હતો. ગરીબ ખ્રીસ્તીઓ શિક્ષા સહેતાં પોતાના બચાવમાં જે દલીલો કરતા તેનું તેને સ્મરણ હતું. સ્તેફને શાસ્ત્રમાથી પુરાવા આપીને સાબિત કરી આપ્યું હતું કે મસિહાએ દુઃખ સહન કરવું જરૂરનું હતું તે પાઉલે સાંભળ્યું હતું. વળી ઘણાએક નિરાધાર ખ્રીસ્તીઓ પણ પોતાના મુકદ્દમા દરમ્યાન યશાયાહ ભવિષ્યવાદીના ત્રેપનમા અધ્યાયનાં વચનો કહી સંભળાવતા, જેમાં નાઝરેથના ઈસુએ જે દુઃખો સહન કર્યાં, તેવાજ દુઃખોનું વર્ણન કરવામાં આવ્યું છે. તેણે ખ્રીસ્તીઓના મુખથી ખ્રીસ્તનો જે ઇતિહાસ સાંભળ્યો હશે તે તેના ફરોશી મિત્રોએ તેને આપેલી ખબરથી તદન વિરૂદ્ધ હતો. ખ્રીસ્તીઓ પોતાના મસિહાનાં વચનોની જે તારીફ કરતા તે તેણે અનેકવાર સાંભળી હશે, અને કોણ ખરૂં હશે—ખ્રીસ્તીઓ કે તેના ફરોશી મિત્રો, એ વિષેના વિચારો તેનામાં હવે ઉત્પન્ન થવા લાગ્યા.

આવા ઘણાએ વિચારોથી તેનું ચિત્ત ચગડોળે ચડ્યું હતું. પણ હવે દમાસ્કની લગભગ તે આવી પહોંચ્યો હતો. દુરથી શહેરનાં સુંદર અને ભવ્ય મકાનો ઉજ્જડ અરણ્યમાં થઈને નજરે

પડવા લાગ્યાં. પોતાના મનમાંથી ઉપલા વિચારો દુર કરવાને હવે તે પ્રયત્ન કરવા લાગ્યો. તે સમજ્યો કે એકાંત મુસાફરીને કારણે મન અવ્યવસ્થિત થવા પામ્યું હશે. શેતાન કદાચ મને પરિક્ષણમાં દોરવાને અને મારા કામમાં ખલેલ પહોંચાડવાને પ્રયત્ન કરતો હશે એમ તે ધારવા લાગ્યો. દમાસ્ક નજરે પડતાં તે ખુશ થવા લાગ્યો. એકાંતવાસથી ઉત્પન્ન થએલા વિચારો ત્યાં વિદ્વાન રાબ્બીઓના સમાગમથી નષ્ટ થવા પામશે, એમ ધારીને ધૈર્યહિન મુસાફરની માફક ખરા બપોરનો સખત તડકો પણ ભુલી જઇ આગળ વધવા લાગ્યો.

પાઉલના આવવાની ખબર દમાસ્કના ખ્રીસ્તીઓને ક્યારનીએ મળી ગઇ હતી અને ત્યાં ખ્રીસ્તની જે નાની ટોળી હતી તે એકઠી મળી પોતાના મસિહાની વિનતિ કરતી હતી કે જો બની શકે તો આ વરૂ જે ઘેટાંનો નાશ કરવાને આવે છે તેને અટકાવાય. જેમ જેમ પાઉલ શહેરની નજદીક આવતો ગયો તેમ તેમ ભૂખ્યા વરૂની માફક તેની ભૂખ ઉઘડવા લાગી હવે તે પોતાની મુસાફરીને અંત લગભગ આવેલો જણાયો. પણ ખ્રીસ્તે પોતાની નાની ટોળીના કાલાવાલા તથા વિનંતિઓ સાંભળી હતી, અને તેમને બદલે પોતેજ તે ભૂખ્યા વરૂને ભેટવાને આગળ ગયો. સીરિયાના બળતાં સુરજનાં સખત કીરણો નીચે જમીનને પણ ઉકાળી નાખતાં હતાં, એવા ખરા મધ્યાન્હે પાઉલ તથા તેના સાથીઓ ચાલતા ચાલતા જતા હતા, તેવામાં તેમની આજુબાજુ એક ભારે પ્રકાશ ચમક્યો, જે પ્રકાશના જોરે સીરિયાના ઉષ્ણ સુરજના તેજને પણ ઝાંખું પાડી દીધું, અને એક પળમાં તો પાઉલ તથા તેના સાથીઓ જમીન પર ગબડી પડયા. આ વખતે એક અવાજ તેને બોધતો સંભળાયો, કે ' શાઉલ, શાઉલ તું મને કેમ સતાવે છે?" પાઉલે પોતાની આંખો ઉંચી કરીને જોયું તો

ગૌરવે પ્રકાશિત એક પુરૂષ તેની આગળ ઉભેલો તેને દેખાયો, જેને જોઇને પાઉલે પુછ્યું કે, "પ્રભુ તું કોણ છે?" જવાબ મળ્યો કે "હું ઇસુ છું જેને તું સતાવે છે, આરા પર લાત મારવી તને કઠણ છે"

અહિં ખ્રીસ્ત પોતાને મસિહા, કે દેવનો દિકરો કે આદિએ શબ્દ કહીને ઓળખાવતો નથી, પણ નાઝરેથના ઇસુના નામથી પોતાને ઓળખાવે છે. એનું કારણ કદાચ એ હોય કે પાઉલે નાઝરેથના ઇસુને ઓળખ્યો નહોતો જો તેણે તેને ઓળખ્યો હોત કે તેજ દેવનો એકાકીજનિત દિકરો છે, તો તેની સતાવણી કરત નહિ જો ક્રીસ્તે તેને પ્રત્યુતરમાં કહ્યું હોત કે હું દેવનો દિકરો, આદીમ શબ્દ જેણે આકાશ તથા પૃથ્વી ઉત્પન્ન કર્યાં તે છું; તો પાઉલે કદાચ સામે જવાબ વાળ્યો હોત કે હું તો તેને સતાવતો નથી; અને તેથી પોતાને બરોબર ઓળખાવવાને તે નાઝરેથના ઇસુને નામે પોતાને જાહેર કરે છે. પાઉલ પણ આનો ભાવાર્થ સમજ્યો હોય એમ દેખાય છે. તે પોતાની પાછલી જીંદગીમાં બોલતાં આ બનાવને કેવળ એક દર્શનજ નહિ પણ એથી કંઇક વિશેષ ભાર મુકીને બોલતો જણાય છે. તે કહે છે કે, જેમ પુનરૂત્થાન પછી ખ્રીસ્ત પીતરને, યાકુબને, અગીઆરને અને પાંચસોને દેખાયો તેવીજ રીતે મને પણ દેખાયો છે. ખરેખર હતું પણ એમજ. ખ્રીસ્ત પોતાના મહીમાના રાજ્યાસન પરથી ઉઠીને પોતાના આ ભક્તને પોતાને ઓળખાવવાને આ પૃથ્વીપર ફરીને એકવાર દેખાયો, અને જે પ્રકાશ ચમક્યો હતો તે તેના મહિમાનો પ્રકાશ હતો.

જે ભાષામાં ઇસુએ પાઉલ સાથે વાત કરી તે હેબ્રી ભાષા હતી, અને જ્યારે ખ્રીસ્ત આ પૃથ્વી પર હતો ત્યારે જેમ દૃષ્ટાંતોમાં બોલતો અને ઉપદેશ કરતો તેમજ આ વખતે પણ પાઉલની સાથે

વાત કરતાં દૃષ્ટાંતમાંજ બેસતો જણાય છે. "આરો પર લાત મારવી તને કઠણ છે." જેનો અર્થ પાઉલ તેજ ઘડીએ સમજી ગયો હોય એમ દેખાય છે, કારણ કે આ શબ્દો સાંભળી પાઉલ ધ્રુજી ગયો અને સમજી ગયો કે તેણે ખરેખર ઇશ્વર સામેજ લડત ચલાવી હતી, જેથી પ્રભુના હાથમાં પોતાને સોંપતાં તે પુછેછે કે "પ્રભુ હું શું કરૂં તે વિષે તારી શી મરજી છે?" પ્રભુએ તેને ઉત્તરમાં કહ્યું કે "ઉઠ, ને શહેરમાં જા, ને તારે જે કરવું જોઇએ તે તને કહેવામાં આવશે." પણ જ્યારે તે જમીનપરથી ઉઠ્યો ત્યારે તેને માલુમ પડ્યું કે તેની આંખો પ્રકાશને જોરે બંધ થઇ ગઇ હતી, જેથી પોતાના સાથીઓના હાથ પકડીને તે શહેર તરફ જવા લાગ્યો.

આ દર્શનથી એક ક્ષણવારમાં પાઉલના મન પર કેવી ભારે અસર થઇ હશે તેનું વર્ણન કરવું મુશ્કેલ છે. પણ એટલું તો કહી શકાય કે પાઉલની આખી જીંદગીમાં આ એક મોટામાં મોટી પળ હતી. દર્શનના બહારના ઝળકાટથી જ્યારે તેની આંખો બંધ બની ગઇ. ત્યારે તેજ પ્રકાશે તેના અંદરના માણસપણા પર કેટલી અસર કરી હોવી જોઇએ. એ પ્રકાશના જોરે તેનામાંનું જુનું માણસપણું બળીને ભષ્મ થઇ ગયું, અને નવું માણસપણું તેનામાં ઉત્પન્ન થવા પામ્યું. જ્યારે તેના સાથીઓએ સાવધ થઇ જમીન પરથી ઉઠીને પોતાના શેઠ તરફ જોયું, તો તેઓને માલુમ પડ્યું કે તે દેખી શકતો નહોતો. તેનો હાથ પકડીને શહેરમાં દોરી જવાનો હતો. દમાસ્કની ભાગળોમાં એક મગરૂર અને પ્રખ્યાત ફરોશી તરીકે પુર દમામમાં પેસવાને બદલે આપણે તેને પોતાના સાથીઓને હાથે ટીંગાએલો, ધ્રુજતો અને ટંટોળતો વિસામાની જગ્યમાં આવીને એકાંત ઓરડીમાં અંધારામાં એકલો નિરાધાર જેવો બેઠેલો જોઇએ છીએ. ત્રણ દિવસ સુધી તે કંઇજ જોતા

પામ્યો નહિ; કારણ કે પ્રીસ્તે જાણી જોઇને તેની આંખો બંધ કરી હતી, એટલા માટે કે આ ત્રણ દિવસોમાં દુનિયાઇ વાનાંઓને તે નિહાળી શકે નહિ, તેનું મન તેઓથી અલગ રહે, અને જે દર્શન તેણે દીઠું હતું તેને અંતઃકરણની આંખોએ નિહાળીને તેના તરફ વધારે ધ્યાન ધરે, અને તે વિષે વિચાર કરે. એટલાજ કારણ માટે ત્રણ દિવસ સુધી તેણે કંઇ અન્નપાણી પણ લીધું નહિ તેમજ કોઇની મુલાકાત પણ કરી નહિ; તેનું મગજ વિચારોથી ભરપુર હતું, અને એમ કહી શકાય કે જે સુવાર્તા તેણે પોતાની પાછલી જીંદગીમાં દુનિયાની આગળ જાહેર કરી તેનો કઇંક અંશ આ ત્રણ દિવસના એકાંત વાસથી તેના હાથમાં આવ્યો પોતામાં થએલા બદલાણનો ખુલાસો તે તેના બોધનો અને શિક્ષણનો મુખ્ય ભાગ હતો હમણાંજ તેને માલુમ પડયું કે ખરેખર તેણે દેવની સાથે લડાઇ જગાવી હતી. શાંતિ સોધવાનાં અને દેવને પ્રસન્ન કરવાનાં જે સાધનો તેણે કામમાં લીધાં હતાં તે ખરેખર નકામા અને નિરૂપયોગી હતા એવું તેને આ ત્રણ દિવસના ચિંતનમાંથી જણાઇ આવ્યું. તે હવે સમજ્યો કે માણસ પોતાની મેળે પોતાનાં કામથીજ દેવની સાથે સમાધાન કરી ન્યાયીપણું મેળવી શકતો નથી; એતો ફક્ત ઇશ્વરની કૃપાથીજ પ્રાપ્ત થઇ શકે છે, તેની સમજ હવે તેને પડી હોય એમ જણાય છે. જમીન પરથી ઇશ્વિરે તેને પોતાના કૃપાળુ હાથોમાં ઉંચકી લઇને તેના મનનું સમાધાન કરી, સદાને માટે તેનો અંગીકાર કીધો હતો. જેમ જેમ વખત ગયો તેમ તેમ તે વિષે તેને ખાતરી થતી ગઇ કે જે શાંતિને માટે પોતે ફાંફાં મારતો હતો તે વગર મહેનતે નાઝરેથના ઇસુથી તેને પ્રાપ્ત થઇ. આ ત્રણ દિવસમાં તેને બીજી પણ ખબર પડી, તે એ કે જે સત્ય તેને જાહેર થયું હતું તે હવે તેણે બીજાઓને પણ જાહેર કરવાનું હતું. પાઉલ જન્મથીજ ધાર્મિક હતો, અને જે

અજાયબ ફેરફાર તેનામાં નાઝરેથના ઇસુથી થવા પામ્યો, જે ન્યાયીપણું અને આત્માની શાંતિ તેને મફત મળ્યાં, તેને જગતની આગળ જાહેર કર્યા વગર બેસી રહે તેમાંનો તે નહોતો. એટલુંજ નહિ પણ તે એક આભારી અંતઃકરણવાળો માણસ હતો, તેથી જે કૃપાદાન તેને મળ્યું તેનો પૂર્ણ ઉપકાર માન્યા શિવાય તે રહી શકે તેમ નહોતું. ખ્રિસ્ત કે જેને સતાવવાને તે બહાર પડયો હતો, અને જેનું નામ દુનિયાના ઇતિહાસમાંથી ભુંસી નાખવાને તે મથન કરી રહ્યો હતો, તેને જ્યારે તેણે પોતાની સાથે આટલી બધી કૃપાથી વર્તતાં નિહાળ્યો, ત્યારે તેનીજ સેવામાં પોતાનું તન, મન, અને ધન અર્પી દે એ શકય છે. ઇસ્રાએલના મસિહાની આતુરતાથી વાટ જોનાર આવેશી અને સ્વદેશાભિમાની ફરોશીઓમાંનો તે એક હતો, અને જ્યારે તેને માલુમ પડયું કે નાઝરેથનો ઇસુ જેને યહુદીઓએ સ્થંભે ટાંગીને મારી નાખ્યો તેજ તે મસિહા અને દુનિયાનો ઉદ્ધારનાર છે, તો તે મસિહાને દુનિયાની આગળ પ્રગટમાં લાવવો એ અલબત તેનું કર્તવ્ય હતું. તોપણ પોતાની ભવિષ્યની જીંદગી કેવા પ્રકારની થશે તેની ખબર તેને બીજા એક શિષ્ય તરફથી મળે છે.

અનાન્યા નામે એક શિષ્ય જે ઘણું કરીને તે વખતે દમસ્કની નાની મંડળીનો આગેવાન બોધક હતો, તેને પ્રભુએ દર્શન દઇને કહ્યું કે "ઉઠીને પાધરા નામના રસ્તામાં જા અને યહુદાના ઘરમાં તારસસના શાઉલ નામના એક માણસની શોધ કર, કેમકે જો તે પ્રાર્થના કરે છે, અને તેણે દર્શનમાં જોયું છે કે અનાન્યા નામે એક માણસ આવે છે ને તે દેખતો થાય માટે તેના પર હાથ મુકે છે." અનાન્યા પ્રથમ તો પ્રભુનો આ હુકમ સાંભળીને ગભરાયો, કારણ કે તેણે પાઉલ વિષે ઘણું સાંભળ્યું હતું અને કદાચ પાઉલની બીકથી નાસી છુટેલા યરૂશાલેમના ખ્રીસ્તીઓમાંનો તે પણ એક હોય; જેથી તેણે પ્રભુને વિનંતિ કરતાં જાણે પાઉલ પાસે જવાને પોતાની નાખુશી બતાવતો હોય તેમ [illegible]

કે, "પ્રભુ મેં ઘણાથી એ માણસ વિષે સાંભળ્યું છે કે યરૂશાલેમમાંના તારા સંતોને તેણે કેટલું બધું દુઃખ દીધું છે. અને તારા નામથી જે પ્રાર્થના કરે છે તે સર્વને બાંધવા સારૂ મુખ્ય યાજકો પાસેથી અહિં પણ તેને અધિકાર છે." પણ પ્રભુ અનાન્યાને હુકમ કરે છે કે "તું ચાલ્યો જા, કેમકે વિદેશીઓ, તથા રાજાઓ, તથા ઇસ્રાએલના વંશની આગળ મારૂં નામ લઈ જવા સારૂ એજ મારૂં પસંદ કરેલું પાત્ર છે, કેમકે તેને મારા નામને લીધે કેટલાં દુઃખો વેઠવાં પડશે એ હું તેને દેખાડીશ." પ્રભુના હુકમને આધીન થઇ કંઈપણ સંદેહ રાખ્યા સિવાય અનાન્યા પાધરા નામના રસ્તા પર આવેલા યહુદાના ઘરમાં ગયો; પાઉલની આ વખતની સ્થિતિ નિહાળીને ખરેખર તેને દયા ઉપજી હશે. આ પ્રેમી સંતે પ્રભુના હુકમ મુજબ પાઉલ પર પોતાના હાથ મૂકીને પ્રાર્થના કરી અને કહ્યું કે, "ભાઇ શાઉલ, પ્રભુ એટલે ઇસુ જે તને માર્ગમાં દેખાયો તેણે મને મોકલ્યો છે, એ માટે કે તું દેખતો થાય ને પવિત્ર આત્માથી ભરપુર થાય." તરતજ પાઉલની આંખો પરથી અંધકારનાં છાલાં ખરી પડયાં ને તે દેખતો થયો. ત્રણ દિવસના અંધકાર પછી પ્રથમ જે પુરૂષને તેણે જોયો તે એક પવિત્ર સંત, ક્રીસ્તના પ્રેમથી ભરપુર, પોતાના હાથ તેના માથા પર મુકીને હિમ્મત તથા આશીર્વાદનાં વચનો ઉચ્ચારતો તેની સામે ઉભેલો હતો. જેનો જીવ લેવાને તે યરૂશાલેમથી દમસ્ક સુધી ધમકીઓનો શ્વાસ લેતો લેતો આવ્યો હતો તેજ માણસ અત્યારે તેની સાથે કેવા પ્રેમથી વાત કરતો હતો! આથી પણ પાઉલના મન પર ખરેખર ઘણીજ અસર થઈ હશે.

ત્યારબાદ અનાન્યાએ બાપ્તિસ્મા દ્વારાએ પાઉલને મંડળીમાં દાખલ કર્યો, અને તેના ભવિષ્યના કામ વિષે તેને ખબર આપી કે ઇશ્વરે તેને વિદેશીઓના ખાસ પ્રેરીત તરીકે પસંદ કર્યો છે. પાઉલે આ વધામણી હોંસથી અને ખુશીથી ઉઠાવી લીધી હશે.

પાઉલના સાથીઓનું ત્યારબાદ શું બન્યું તે વિષે શાસ્ત્રમાં કંઇ હકીકત નથી. કદાચ તેઓ નિરાશ થઈ પાછા યરૂશાલેમ ગયા હશે, અને અધિકારીઓને આ બનાવની ખબર આપી હશે.

જે ભલામણપત્રો પાઉલ યરૂશાલેમના અધિકારીઓ પાસેથી લાવ્યો હતો તેનું શું બન્યું તેની પણ કંઇ હકીકત આપણે જાણતા નથી. કદાચ પાઉલે તેમને કાઢીને ફેંકી દીધા હશે.

વિચાર કરતાં માલુમ પડે છે કે આ વખતની ખ્રીસ્તી મંડળીને પાઉલ જેવા માણસની ખાસ અગત્ય હતી. જે વખતે તે મંડળીમાં મેળવાયો તે વખતે મંડળી તદન નાની હતી, પણ તેને કોઇ માણસિક મદદની જરૂર હતી એમ તો નહિ. કારણ કે તેમાં ઇશ્વરી આત્મા હતો જેથી વખત આવે તે પોતાની મેળે વધીને મોટી થઇ શકી હોત. પણ ઇશ્વર ઘણી વખતે જે માણસોને આપણે આપણી દૃષ્ટિથી જોતાં વખોડી કાઢીએ છીએ એવાઓને પણ પોતાના મહિમાને માટે હથિયાર તરીકે વાપરે છે એ જો આપણે કબુલ કરીએ છીએ તો અત્યારે એમ માન્યા સિવાય રહી શકાતું નથી કે જે વખતે પાઉલ ખ્રીસ્તી મંડળીમાં મેળવાયો તે વખતે મંડળીમાં એવા એક માણસની જરૂર હતી કે જે ઉત્તમ કુદરતી દાનોથી ભરપુર હોઇ ખ્રીસ્તી ધર્મની સત્યતા સંપાદન કરી, તેને દુનિયાના ઇતિહાસ સાથે જોડી શકે અને પાઉલમાં તે જરૂરીઆત પુરી પાડવામાં આવી.

વળી ખ્રીસ્તી મંડળીને પાઉલમાં એક ઉત્તમ ખ્રીસ્તી જીવન-વૃત્તિનો નમુનો મળ્યો. અલબત ખરેખરી ખ્રીસ્તી જીવનવૃત્તિનો નમુનો તો તે ધર્મના સ્થાપન કરનારમાં હતો પણ તે બીજા માણસોના જેવો નહોતો, કારણકે શરૂઆતથીજ તેનામાં કોઇપણ જાતના પાપે પ્રવેશ કર્યો નહોતો; તેથી ખ્રીસ્તી ધર્મ પાપી માણસને કેવી ઉત્તમ સ્થિતિમાં ફેરવી શકે છે તે દેખાડી આપવાની

ખામ જરૂર હતી પાઉલના જીવનમાં આ દેખાવ આબેહુબ બનાવવામાં આવે છે. તેને કુદરતી મજબુત મનશકિત અપાયલી હતી. અને જે તે ખ્રીસ્તી થયો ન હોત તોપણ એક પ્રખ્યાત માણસ બનવા પામ્યો હોત. બીજા પ્રેરીતોને જો ખ્રીસ્તી ધર્મની અગાવજો ઉપર આણ્યા ન હોત તો અત્યારે દુનિયાના ઇતિહાસમાં તેમનું નામનિશાન પણ દેખાત નહિ. પણ તારસસના પાઉલનું નામ ખ્રીસ્તી ધર્મ હોત કે નહિ તોપણ, કોઇ બીજી સ્થિતિમાં પણ દુનિયાના ઇતિહાસમાં કાયમ રહેવા પામત. ખ્રીસ્તી ધર્મમાં કેટલી શકિત છે તે જગતને બતાવી આપવાની તક પાઉલના ખ્રીસ્તી થવામાં મળી. પાઉલને પોતાને પણ આની ખબર હતી. અને તે વિષે એક જગ્યાએ ઘણીજ મર્યાદાથી બોલતાં તે કહે છે કે, "હું એ સારૂ દયા પામ્યો કે, ઇસુ ખ્રીસ્ત પ્રથમ મારામાં પોતાની પુરી સહનશીલતા દેખાડે, એવી કે જેઓ અનંતજીવનને સારૂ તેના પર વિશ્વાસ કરવાના તેઓને હું નમુનારૂપ થાઉં." વળી પાઉલના ખ્રીસ્તી થવામાં મંડળીએ સાબીત કરી આપ્યું કે સખતમાં સખત વિરૂદ્ધતાને એકદમ અથવા સદાને માટે દબાવી દેવાની શકિત તે ધર્મમાં રહેલી છે. જે ઘડીએ પાઉલ ખ્રીસ્ત સાથે સમાગમમાં આવ્યો તેજ ઘડીથી તેનામાં એવી ભારે અસર થવા પામી કે ત્યાર પછીની તેની આખી જીંદગી ખ્રીસ્તની સેવા સિવાય બીજા કશામાં ગાળવાની તેની અભિલાશા નહોતી. તે કહે છે, "હું જીવું છું, તોપણ હું નહિ પણ મારામાં ખ્રીસ્ત જીવે છે."

વળી પાઉલના ખ્રીસ્તી થવામાં મંડળીને એક મોટો તત્વવેત્તા મળ્યો. આ વખતે એવા એક વિદ્વાન માણસની મંડળીને ખાસ જરૂર હતી. ખ્રીસ્તનું સ્વર્ગારોહણ થયું હતું, અને જેઓને તેણે પોતાની પાછળ પોતાના એલચીઓ તરીકે મુકયા હતા તેઓ ઘણું કરીને ગાલીલ પ્રાંતના અભણ માછીઓ હતા. એક રીતે જોતાં

તેમાં પણ ખ્રીસ્તી ધર્મનો ખાસ મહિમા સમાએલો છે, કારણ કે તેનું આખી દુનિયામાં સ્થાપન થવું કોઇ માણુસિક સતા કે વગ-વસીલાને આભારી નહોતું, પણ ઇશ્વરના પવિત્ર આત્માથીજ ખ્રીસ્તી ધર્મ આખી સૃષ્ટિમાં સ્થાપન થવા પામ્યો છે, તોપણ જો આપણે આ વખતે તે જમાનાની મંડળી તરફ નજર કરીએ તો એમ માન્યા વગર રહી શકતા નથી કે ઉંચ કેળવણી પામેલા અને ગુણોવાળા પ્રેરિતની તે વખતે ખાસ જરૂર હતી. ખ્રીસ્તે પ્રાયશ્ચિતનું કામ સંપુર્ણ કરીને બાપનો મહિમા સદાને માટે દેખાડી આપ્યો હતો. પણ એટલેથી બસ નહોતું. તેના આ દુનિયામાં પ્રગટ થવાનો અર્થ જગતને જાહેર કરવાની જરૂર હતી. તે કોણ હતો, અને તેણે દુનિયાના ઉદ્ધારને માટે શું કર્યું છે? આવા સવાલોના જવાબ તેના પ્રેરિતો ટુંકામાં આપી શકે. પણ દુનિયાની અક્કલને પહોંચી વળવાને, અને આવા સવાલોને વધારે સરળ રીતે સમજાવી શકે એવો તેઓમાં કોઇ નહોતો. અલબત આવા સવાલોના ખુલાસાઓમાં કંઇ તારણ સમાએલું છે એમ તો નહિ. એવા અસંખ્ય માણસો છે, જેઓ ખ્રીસ્તને પોતાના તારનાર તરીકે કબુલ કરી તેના પર વિશ્વાસ કરીને તારણ પામે છે, પણ આવા અઘરા વિષયો સહેલાઇથી સમજાવી શકતા નથી. તો પણ જો ખ્રીસ્તી ધર્મ દુનિયાને બન્ને બાજુએથી જીતવાને ઇચ્છતો હોય તો એ જરૂરનું છે કે ખ્રીસ્તી મંડળીએ પોતાના તારનારનો પુરેપુરો મહિમા અને તારણની સુવાર્તા જગતને વધારે સરળ રીતે સમજાવવી જોઇએ. અલબત ખ્રીસ્ત પોતે અને તેનાં કામ તથા બોધ જગતની આગળ સુરજની માફક પ્રકાશિત હતાં. તો પણ એમ કહીએ તો ચાલે કે તેની આ દુનિયાની કારકીર્દીમાં તે પોતાના શિષ્યોને મન ખોલીને બોલ્યો નહોતો. તેઓ તે જેરવી શકે તેમ નહોતું. જેથી પોતાના ઘણાએક ઉંડા વિચારો જગતને જાહેર કર્યા વગર પોતાની સાથે પાછા લઇ જવા પડ્યા હતા. પણ તેને ભરોસો હતો કે પવિત્ર

આત્મા વખત જતાં તેના અનુયાયીઓને તે વિષે સમજ આપશે. જે જે તે બોલ્યો હતો તે પણ ઘણીએક વાર પુરેપુરી રીતે સમજી શકાયું નહોતું. પ્રથમ શિષ્યોમાં ફક્ત એકજ માણસ હતો કે જેના અંતઃકરણમાં ખ્રીસ્તના વચનો બરોબર ચોંટયાં હતાં અને તેનો બોધ તે સમજી ગયો હતો, એટલે પ્રેરિત યોહાન. ખ્રીસ્તનાં વચનો યોહાનના મગજમાં બરોબર ઠસ્યાં હતાં, જેમાં લગભગ અરધા સકા સુધી પડી રહ્યા બાદ એક અજાયબ રૂપ ધારણ કરીને ઉગી નીકળ્યાં, જે આપણી પાસે તેની સુવાર્તામાં તથા તેનાં પત્રોમાં હયાત છે. છતાં યોહાન પણ મંડળીની જરૂરીઆત પુરી પાડવાને બસ નહોતો. તેના વિચારો અત્યારે પણ ઘણાંએક ઉત્તમ કેળવાયલાં મગજોજ સમજી શકે છે. મંડળીને એક એવા માણસની જરૂર હતી કે જે ખ્રીસ્તી ધર્મનાં સિદ્ધાંતોને વધારે સહેલ અને સરળ રીતે જગતને સમજાવી શકે, અને એ ખોટ પાઉલના ખ્રીસ્તી થવામાં પુરી પડી. પાઉલ જન્મથીજ ભારે વિચારક્રાન્તિવાળો માણસ હતો. તેનું મગજ હમેશાં વિચારોમાં તલ્લિન રહેતું, જે કોઇ વિષય તે હાથમાં લે તે પર પુરો વિચાર કરી તેનાં મુળતત્વો શોધી કાઢયા શિવાય તે ઝંપતા નહિ. ખ્રીસ્ત દેવનો દીકરો છે, અને પાપીઓને માટે તેણે પોતાનો પ્રાણ આપ્યો છે. એટલુંજ જાણીને તેના પર વિશ્વાસ કરવો તે તેને માટે પુરતું નહોતું. તેણે શોધી કાઢવાનું હતું કે ખ્રીસ્તના મરણની શી જરૂર હતી, અને તેનું મરણ પાપીઓને કેવી રીતે એટલું બધું ફાયદાકારક નિવડયું. ખ્રીસ્તે પોતાના મરણ વિષે તેના શિષ્યોને પુરતો ખુલાસો કર્યો નહોતો, તે નિપજયા અગાઉ તે વિષે ખુલાશો કરી શકે તેમ નહોતું, કારણ કે તે સમજવાને તેઓ પુરા શક્તિવાન નહોતા. જેથી એજ પાઉલના વિચારોનો મુખ્ય વિષય થઇ પડયો. ખ્રીસ્તનું મરણ કેટલું જરૂરનું હતું તે શોધી કાઢવામાં તેણે પોતાનું મગજ રોકયું, અને તેની ફલેલ આપણે તેનાં પત્રોમાં જોઇ શકીએ છીએ. જો આપણે

તેના તેર પત્રો અનુક્રમે ગોઠવીને જોઇએ તો માલુમ પડે છે કે, ખ્રીસ્તી ધર્મનાં સિદ્ધાંતોમાં તે દરરોજ વધારેને વધારે ઉંડો ઉતરતો હતો.

એટલુંજ નહિ પણ પાઉલના ખ્રીસ્તી થવામાં મંડળીને વિદેશીઓને માટે ખાસ પ્રેરીત મળ્યો. ખ્રીસ્તના આ દુનીયામાં આવવાનો એક મોટામાં મોટો હેતુ એ હતો કે યહુદી અને વિદેશીના વચ્ચેની આડી દીવાલ તોડી પાડીને તારણનો આશીર્વાદ આખી મનુષ્ય જાતને સરખી રીતે પમાડવો. પાઉલ જ્યારે ખ્રીસ્તી મંડળીમાં મેળવાયો ત્યારે આ કામની શરૂઆત થઇ ચુકી હતી. સુવાર્તાની સ્વતંત્રતા ધીમે ધીમે પ્રગટ થતી હતી. અને પીતરે પ્રથમ વિદેશીઓને બાપ્તિસ્મા આપી મંડળીમાં લીધા હતા. પણ આવું સાહસ કરવાને બારમાંના બીજા કોઇને પુરતી હિમત નહોતી. ખ્રીસ્તી ધર્મ સાર્વત્રિક ધર્મ છે, અને ખ્રીસ્તના મરણમાં યહુદી તેમજ વિદેશીને સરખો હક છે એ બીજાઓ હજી સમજ્યા નહોતા. વળી બ્હોળા પ્રદેશોમાં સુવાર્તાનું કામ કરવાને તેઓ પુરા કેળવાયલા પણ નહોતા. તેઓ તો ગાલીલ પ્રાંતના માછીઓ હતા. અને પોતાના વતન પાલેસ્ટાઇનમાં સુવાર્તાનું કામ કરવાને લાયક હતા. પણ પાલેસ્તાઇનિ મુકીને બીજા પ્રદેશો તરફ નજર કરીએ તો ગ્રીસ અને રૂમના વિશાળ પ્રદેશો આવેલા હતા, જ્યાંથી ઘણાં સૈકાંથી વિદ્યા, હુન્નર, સુધારા અને સત્તા આખી જાણીતી દુનિયા પર પ્રસરી રહ્યાં હતાં. તેઓમાં કામ કરવાને અલબત એક બાહોસ, વિદ્વાન અને કેળવાયલો ઉપદેશક જોઇએ. પાઉલના ખ્રીસ્તી થવામાં એ ખોટ પણ પુરી પડી. અને અત્યારે એમ કહી શકાય કે તેના જેવો સુવાર્તિક હજી ખ્રીસ્તી મંડળીમાં એક થયો નથી. પોતાનું સર્વસ્વ તેણે આ કામમાંજ લગાડ્યું તે કહે છે કે, "દેવથી મને એ કૃપા પ્રાપ્ત થએલી છે, કે દેવની સુવાર્તા વિષેનો યાજક થઇને, હું વિદેશીઓ સંબંધી ખ્રીસ્તનો સેવક થાઉં, એ સારૂં કે વિદેશીઓ પવિત્ર આત્માથી પવિત્ર કરાઇને માનીતું અર્પણ થાય."

## ૪. એકાંત વાસ—સુવાર્તાને માટે તૈયારી.

"કેમકે વિદેશીઓ, તથા રાજાઓ, તથા ઇસ્રાએલના વંશની આગળ મારૂં નામ લઇ જવા સારૂં એજ મારૂં પસંદ કરેલું પાત્ર છે."

પાઉલ હવે ખ્રીસ્તી થયો; પોતાને ઇશ્વરે શું કામ સોપ્યું છે તેનો પણ તેને ખબર મળી ગઇ હતી, પણ સુવાર્તિક તરીકે કામ કરવાને હજી તેને તૈયારીની ખાસ જરૂર હતી.

ખરેખર જો આપણી પાસે તેની જીદંગીની તવારીખને માટે ફક્ત પ્રેરિતોનાં કૃત્યનુંજ પુસ્તક હોત, તો આપણને એમ માનવાને ફરજ પડત કે ખ્રીસ્તી થયા બાદ તરતજ પાઉલે સુવાર્તાનું કામ શરૂં કર્યું; કારણ કે સુવાર્તિક લુક લખે છે કે, પાઉલ ખ્રીસ્તી થયા બાદ દમસ્કમાંના ખ્રીસ્તીઓની સાથે કેટલા દિવસ રહ્યો. અને લાગલોજ સભાસ્થાનોમાં ખ્રીસ્તને પ્રગટ કીધો કે તે દેવનો દીકરો છે. અને લખે છે કે તેની સાક્ષિથી દમસ્કના યહુદીઓમાં ખળભળાટ થયો, અને પાઉલને મારી નાખવાને કાવત્રાં રચાયાં. પણ દમસ્કના ખ્રીસ્તીઓએ તેને રાત્રે ટોપલામાં બેસાડીને શહેરના કોટ ઉપરથી બહાર નીચે ઉતારી મુકયો, જ્યાંથી તે સીધો યરૂશાલેમ તરફ ગયો. એમ તેનો બચાવ થયો, પણ લુકે જે હકીકત લખી છે તે ઘણી વખતે બહુજ ટુંકમાં લખેલી દેખાય છે. કદાચ જગ્યાની તંગીને લીધે તેણે પોતાનું લખાણ ટુંકું કર્યું હશે. અથવા તો આ વખતે તે પોતે ત્યાં હાજર નહિ હોય, અને આ વખતને લગતી જે હકીકત તેણે લખી છે, તે બીજા કોઇ શખ્સ તરફથી મેળવી હશે. પણ જે જે વખતે લુક પાઉલની સાથે હતો, તે વખતની હકીકત અલબત ઘણીજ ચોકસ છે.

હવે જો આપણે ગલાતીઓના પત્રમાં પાઉલ આ વખતને લગતી જે હકીકત પોતે આપે છે તે તરફ ધ્યાન દઇએ તો એમ

માનવાને સબળ કારણ મળે છે કે બાપ્તિસ્મા પામ્યા બાદ લગભગ ત્રણ વર્ષ પછીજ સુવાર્તા વિષે તે જાહેરમાં બોલતો સંભળાય છે. તેના પોતાના લખાણ પરથી એમ સાફ જણાય છે કે, તરતજ સુવાર્તા પ્રગટ કરવાને બદલે તે અરબસ્તાનના એકાંત વાસમાં ગયો, કારણ કે તે કહે છે કે, "પણ દેવ જેણે મને મારી માના પેટથી જુદો કીધો તથા પોતાની કૃપામાં મને બોલાવ્યો, તેને જ્યારે એ પસંદ પડ્યું, કે પોતાનો દીકરો તે મારામાં પ્રગટ કરે, એ માટે કે હું તેની સુવાર્તા વિદેશીઓમાં પ્રગટ કરૂ, ત્યારે મેં માંસ તથા લોહીની સલાહ લીધી નહિ......પણ અરબસ્તાનમાં ગયો, ને ફરીથી દમસ્કમાં પાછો આવ્યો."

આ વાત વાંચતાં એમ જણાય છે કે સુવાર્ત્તાનું કામ હાથમાં લીધા પહેલાં તે વિષેની પુરી તૈયારીની પાઉલને ખાસ જરૂર હતી. તે ખ્રીસ્તી થયો હતો ખરો, પણ ખ્રીસ્તના જગિક જીવન વિષે પુરો માહિતગાર નહોતો. અલબત દમાસ્કના વિશ્વાસીઓએ તેને ખ્રીસ્તની સાડાત્રણ વર્ષની કારકીર્દી વિષે પુરી માહિતિ આપી હશે, પણ તે વિષે પોતાને સંતોષ કરવાને તેને જરૂર હતી. તે એક ધર્મચુસ્ત ફરોશી હતો, અને એક પળમાં આવું ભારે બદલાણ પોતામાં કેવી રીતે થવા પામ્યું તેના વિચારમાં તે ગરક થઈ ગયો હશે. અને જે સત્ય તેને મળ્યું હતું તેનો પુરેપુરો અભ્યાસ અને તે ઉપર બારીકીથી વિચાર કર્યા વગર તેને જાહેરમાં પ્રગટ કરવા જેવી સ્થિતિમાં તે હાલ નહોતો. તેથી આ વિષયનો પાકો અભ્યાસ કરવાને તે અરબસ્તાનના એકાંતવાસમાં ગયો હશે. પ્રેરિતો પાસે કે યરૂશાલેમના વડીલો પાસે આ વિષેનું શિક્ષણ કે માહિતિ મેળવવાને તે ગયો નહિ, પણ ઇશ્વરના ખાસ સમાગમની આશાએ અને તેનાથીજ શિક્ષણ પામવાની ઉમેદ રાખીને તે એકાંતવાસમાં ગયો હશે.

તે આપણને કહેતો નથી કે અરબસ્તાનના કયા ભાગમાં કે કયા શહેરમાં તે ગયો, અને ત્યાં જઇને તેણે શું કર્યું. ત્યાં તેણે સુવાર્તા પ્રગટ કરી હશે કે કેમ તે વિષે કંઈ સાબિતિ આપણી પાસે નથી. ઘણું કરીને અરબસ્તાનમાં સિનાઈ પર્વત પર અથવા તેની તળેટીમાં જઇને તેણે પોતાનો મુકામ કર્યો હશે. આ પર્વતપર ઘણાએક ઈશ્વર-ભકતોએ ઇશ્વર સાથે મુલાકાત કીધી હતી. અહિંજ મુસાને બળતા ઝાડવાનુ દર્શન થયું હતું, અને પર્વતનો ટોચે ઇશ્વર સાથે વાત કરી એક મહાન કાર્યને માટે તેડું પામ્યો હતો. અહિંજ એલીયાહ નિરાશ સ્થિતિમાં રખડતો ફરતો હતો જે વારે ઈશ્વરે તેને બળ આપી હિમ્મત-વાન કીધો હતો. સુવાર્તાનું ચિંતન કરવાને પાઉલ આ સિવાય બીજી કઈ જગ્યા પસંદ કરે! સિનાઈના નિચાણોમાં જ્યાં ઇશ્વરે ઇસ્રાએલીઓને માટે માન્ના વરસાવ્યું હતું ત્યાં તે સાંજસવાર વિચારોમાં ગરક થઇ થંડે પહોરે ફરતો હશે! પહાડની ખીણોમાં કોઇએક ગુફામા તેણે પોતાનો મુકામ કીધો હશે! અને અહિં તેણે પોતે સ્વીકારેલા નવા ધર્મ વિષે ઘણોજ અભ્યાસ કર્યો હશે. કારણ કે દુનિયાથી અને દુનિયાઈ વાનાંઓથી તે હવે દુર થયો હતો; તેનું મગજ હવે શાંત હતું. વળી ઈશ્વરી આત્માની પુષ્કળ મદદ તેને મળી હતી. અરબસ્તા-નની આ ઉજ્જડ જગ્યામાં તે કેટલો વખત રહયો હશે એ નક્કી કહી શકાય નહિ. પણ ખ્રીસ્તી થયા પછી દમસ્કમાંથી તે ગયો અને પાછો આવ્યો તે અરસામાં લગભગ ત્રણ વર્ષ વિતેલાં જણાય છે, અને કદાચ એમ હોય કે આ ત્રણ વર્ષમાંનું એકાદ વર્ષ તેણે અરબસ્તાનમાં ગાળ્યું હશે; બાકીનાં બે વર્ષ પોતાના વતનમાં પોતાને ઘેર ગાળ્યાં હોય.

અરબસ્તાનના એકાંતવાસમાં પાઉલે જે ચિંતન કર્યું તેનું શું પરિણામ આવ્યું, અથવા તો ખ્રીસ્તી ધર્મ વિષે તેણે કેવા વિચારો કે મત બાંધ્યા, અથવા એકાંતવાસમાં તે શું શીખ્યો તેનો કંઇ ખાસ સવિસ્તર હેવાલ આપણી પાસે નથી; પણ જે સુવાર્તા તેણે ત્યારબાદ પ્રગટ

કરી, અને વિશેષે કરીને રૂમીઓને તથા ગલાતીઓને પત્રોમાં જે સુવાર્ત્તાનો બોધ તે આપતો જણાય છે તે ઉપરથી આપણે જાણી શકીએ છીએ કે એકાંતવાસમાં તે શું શિખ્યો અને કયા નિર્ણય પર આવ્યો હતો. તેનાં લખાણો પરથી જણાય છે કે આ એકાંતવાસમાં ઇશ્વરી મદદ અને શિક્ષણથી ખ્રીસ્તી ધર્મનાં મુળતત્વો વિષે તેણે ઘણોજ બારીક અભ્યાસ કર્યો, અને ત્યાર બાદજ જે તેડાને માટે તે તેડાયો હતો તેમાં ઝંપલાયો.

ધાર્મિક માબાપનો દીકરો હોવાથી બાળપણથીજ તે શીખ્યો હતો કે મનુષ્યજાતનું ખરૂં સુખ ઇશ્વરની કૃપામાંજ સમાયલું છે, અને આ કૃપા ન્યાયીપણાની મારફતે મળી શકે; ન્યાયી માણસ એકલોજ ઇશ્વરની રહેમ મેળવી શકે. એ ન્યાયીપણું પ્રાપ્ત કરવું એજ માણસની જીંદગીની મુખ્ય ફરજ હોવી જોઇએ, એ તે બાળપણથીજ સમજતો હતો.

હવે પાઉલ વિચાર કરીને સાબીત કરે છે કે મનુષ્યજાત આ ન્યાયીપણું મેળવવાને નિષ્ફળ નિવડી, અને પોતાની મેળે તે મેળવવાને પુરી અશક્ત હતી. પાઉલ આ વાતની દલીલ કરતાં આખી મનુષ્ય જાતના વિદેશી અને યહુદી એવા બે વર્ગ કે ભાગ પાડી ખ્રીસ્તી ધર્મની પૂર્વેનો મનુષ્યજાતનો ઇતિહાસ રજુ કરે છે.

તે કહે છે કે વિદેશીઓ ન્યાયપણું મેળવવાને નિષ્ફળ નિવડયા, અલબત યહુદીઓની માફક તેમને કંઇ ખાસ બોધકો, યાજકો, ભવિષ્યવાદીઓ કે નિયમશાસ્ત્ર આપવામાં આવ્યું નહોતું. પણ પાઉલ દલીલ કરતાં કહે છે કે વિદેશીઓ પણ તેમના ઉત્પન્નકર્ત્તા વિષે પુરૂં જાણતા હતા, અને ન્યાયીપણા પાછળ ચાલવાની પોતાની ફરજ અદા કરવાને બંધાયલા હતા. કુદરત પોતેજ ઇશ્વરને તથા તેની મહાત્માને નિત્ય પ્રગટ કરે છે, એટલુંજ નહિ પણ મનુષ્યજાતનું અંતઃકરણ દેવ પ્રત્યેની તેમની ફરજોને સચેત કરવાને બસ છે. પણ

વિદેશીઓએ ઇશ્વરની આપેલી સુબુદ્ધિનો સદ્ઉપયોગ કરવાને બદલે તેને જુદીજ રીતે વાપરી. જીવતા દેવને તેઓ તદ્દન ભુલી ગયા, અને પોતાના વિચારોમાં આંધ બની પોતાની મૂર્ખાઇમાં એટલા બધા આગળ વધ્યા કે, અવિચળ, નિરાકાર, નિરંજન, અને મહિમાવાન ઇશ્વરને તેઓએ માણસ, પશુ, પક્ષી અને જીવજંતુઓના આકારમાં ફેરવી નાખ્યો. જ્યારે ઇશ્વરે તેમની આ સ્થિતિ જોઇ ત્યારે તેણે પણ તેમને તેમની ભ્રષ્ટતામાં મેલી દીધા. અને જ્યારે ઇશ્વરી અધિક કૃપાનો હાથ તેમના પરથી ઉઠાવી લેવામાં આવ્યો ત્યારે તેઓ ભ્રષ્ટતાના ખાડાની છેક તળીએ ઉતરી પડયા. તેમનું જીવન દરેક જાતની અનીતિઓ અને દુરાચારોથી ભરપૂર હતું. તેમની આત્મિક તેમજ દૈહિક સ્થિતિનો આબેહુબ ચિતાર પાઉલે રૂમીઓને પત્રના પહેલા અધ્યાયમાં આપેલો છે. તેમની સ્થિતિનો જે ચિતાર પાઉલે અહિં આપેલો છે તે સત્ય છે એમ તે જમાનાના વિદેશી ઇતિહાસકારોનાં લખાણો પરથી પણ સાબીત થાય છે. એમ તેઓ ઇશ્વરની કૃપાથી ઘણે દૂર ભટકી ગયા હતા અને ખરેખર મરણદંડને યોગ્ય હતા.

હવે જ્યારે વિદેશીઓ ન્યાયીપણું મેળવવાને નિષ્ફળ નિવડયા ત્યારે શું યહુદીઓ સફળ થયા? તેમની પાસે તો ઇશ્વરોક્ત નિયમશાસ્ત્ર હતું. તેમને તો બોધકો, યાજકો, ભવિષ્યવાદીઓ અને રાજાઓની મારફતે ઇશ્વરી કૃપા વખતોવખત જાહેર કરવામાં અને શિખવવામાં આવતી હતી. શું તેઓએ તેમાંથી કંઇ સફળતા મેળવી? ઇશ્વરના હુકમો તથા નિયમો જે તેઓ જાણતા હતા અને બીજાઓને જણાવતા હતા તે તેઓ પોતે પાળતા હતા? તેજ યરૂશાલેમ કે જેના ફરોશીઓને અને સાદુકીઓને "ઢોંગી" કહીને ખ્રીસ્ત તારનારે વખોડી કાઢયા હતાં, તેમાં પાઉલ પણ ઘણાંએક વર્ષ રહયો હતો. પોતાની કોમના આગેવાન નેતાઓનાં જીવનચરિત્રો તેણે બારીકીથી જોયાં હતાં. અને જે પાપો વિદેશીઓમાં પ્રચલિત હતાં તેજ પાપોમાં યહુદીઓ પણ

સપડાયલા હતા એમ તેમને બોધતાં તે જરા પણ આંચકો ખાતો નથી; પણ એથી આગળ વધીને તે કહે છે કે, "તમારે લીધે વિદેશીઓમાં દેવનું નામ નિંદાય છે." અમારી પાસે સત્ય ધર્મ છે એમ કહીને તેઓ બડાઈ હાંકતા હતા. નિયમનો દીવો અમારી પાસે છે એમ કહીને તેઓ ફુલાસ મારતા હતા; પણ પાઉલ કહે છે કે તેમનાં પાપ તેજ દીવાના અજવાળામાં ખુલ્લાં દેખાતાં હતાં, અને તેઓ વિદેશીઓ કરતાં પણ વધારે શિક્ષાને પાત્ર અને કોપને પાત્ર હતા.

હવે સત્ય વાત એ છે કે, વિદેશી તેમજ યહુદી બને કોમ ન્યાયીપણું મેળવવાને નિષ્ફળ નિવડી. અને તેનું શું કારણ હશે તે સોધી કાઢતાં પાઉલ કહે છે કે આ બે કોમ તે બે નથી પણ એકજ છે. આદમમાં સર્વ પતિત થયાં, અને તેનામાંથી બંનેએ—વિદેશી તેમજ યહુદીએ નબળી અને પાપી મનશકિત વારસામાં પ્રાપ્ત કરી. માણસનો જાતિ સ્વભાવ નબળો છે, અને તેથી આ મહાન કાર્ય એટલે ન્યાયીપણું, પોતાની મેળે પ્રામ કરવાને તદન અશક્ત છે. નિયમ આ જાતિ સ્વભાવને બદલીને માણસને ઇશ્વરની નજદીક લાવી શકે એ બનવું મુશ્કેલ હતું, પણ તેથી ઉલટું માણસના પાપોમાં નિયમથી કંઇક વધારો થતો જણાયો. અમુક કાર્ય નહિ કરવું એવો હુકમ મળતાંજ તે કાર્ય કરવાને માણસને તે લલચાવે છે, એમ આખી માનવજાત ન્યાયીપણા પાછળથી તદન ભટકી ગઇ હતી, અને ઇશ્વરના કોપને પાત્ર થઇ ગઈ હતી. પણ આથી એમ નહિ સમજવું કે માણસજાતને ઇશ્વરે તદન નિરાધાર છોડી દઈ તેમના પરથી પોતાની રહેમ નજર તદન ઉઠાવી લીધી હતી. માણસજાતનો બચાવ કરવો એ તો તેનો અનાદિકાળનો વિચાર હતો. પણ જ્યારે તેણે દરેકને પાપની ઝુંસરી તળે જોયા અને માણસજાતને ખાત્રી થવા દીધી કે તેઓ પોતાની મેળે કંઇજ કરી શકતા નથી, ત્યારે તેણે પોતાની અધિક કૃપા તેમને પ્રગટ કરી. અને પાઉલ કહે છે કે, આ અધિક

કૃપા તે ખ્રીસ્તમાં મફત તારણ છે. ખ્રીસ્તમાં તેણે પોતાની મફત કૃપા જગતને જાહેર કરી. ખ્રીસ્ત પર વિશ્વાસ કરો ને આ મફત કૃપા પ્રાપ્ત કરો. જેઓ ખ્રીસ્ત પરના વિશ્વાસે આ મફત કૃપા પ્રાપ્ત કરે છે તેઓનો દેવ સાથે મેળાપ થાય છે. "ત્યારે આપણે વિશ્વાસથી ન્યાયી ઠરાવાએલા છીએ એ માટે આપણે આપણા પ્રભુ ઇસુ ખ્રીસ્તને આસરે દેવની સાથે સમાધાન પામીએ. આ જે કૃપામાં આપણે સ્થિર છીએ તેમાં તે ઇસુને આસરે પણ વિશ્વાસથી પ્રવેશ પામેલા છીએ, વળી આપણે દેવના મહિમાની આશાથી આનંદ કરીએ છીએ." આ તો ખરેખરી આનંદી અને સુખી જીંદગી છે. અલબત, આવી આનંદી અને સુખી જીંદગીમાં પણ પરીક્ષણો આવે છે. પણ દેવ તેનો આશરો અને સાહાક છે, અને દેવનો પવિત્ર આત્મા તેનામાં હમેશાં કામ કરતો રહે છે, અને ગમે તેવાં ભારે પરીક્ષણોની સામે નિડરપણે ઉભા રહેવાને તેને આકાશી શકિત હમેશાં મળતી રહે છે.

ખ્રીસ્તમાં જે મફત કૃપા જગતને જાહેર કરવામાં આવી તે સકળ મનુષ્યજાતને માટે છે, એકલા વિદેશીઓને કે એકલા યહુદીઓને માટેજ નહિ, પણ આખી મનુષ્યજાતને માટે છે. ખ્રીસ્તનું અર્પણ ઇબ્રાહીમનાં સંતાનને માટે નહિ, પણ આદમનાં સંતાનને માટે છે. "કેમકે જેમ આદમમાં સર્વ મરે છે તેમ ખ્રીસ્તમાં સર્વ સજીવ કરાશે." આ કૃપા મેળવવાને વિદેશીઓને નિયમ તળે આવવાની જરૂર નથી, કેમકે નિયમથી તારણ નથી, પણ ખ્રીસ્ત પરના વિશ્વાસથીજ તારણ પ્રાપ્ત થાય છે. વિદેશી તેમજ યહુદી બંનેને માટે આ એકજ સીધો અને સરળ ઉપાય છે, અને આ તો પાઉલનો પોતાનો અનુભવ હતો. ખ્રીસ્તની સુવાર્તામાં ઇશ્વરની જે અધિક કૃપા પ્રગટ કરવામાં આવી તેથી પાઉલના અંતઃકરણ પર ભારે અસર થઇ હતી.

પાઉલ આગળ વધીને કહે છે કે, આ સુવાર્તા-વિશ્વાસની સુવાર્તા-તે કોઇ નવીન સુવાર્તા નહોતી સેંકડો વર્ષો ઉપર ભવિષ્યવાદીઓએ પણ તે વિષે શાક્ષી આપી છે. દાઉદ આ સુવાર્તાની સાહેદી આપતાં કહે છે "જે માણસને કરણીઓ વગર દેવ ન્યાયી ગણે છે, જેઓનાં અપરાધ માફ થયાં છે, ને જેઓનાં પાપ ઢંકાયાં છે તેઓને ધન્ય છે. જેને લેખે પ્રભુ પાપ નહિ ગણે તે માણસને ધન્ય છે." તેનાથી આગળ સેંકડો વર્ષ પર ઇબ્રાહીમે પણ તેની આશા રાખી હતી. તે ન્યાયી ઠરાવાયલો માણસ હતો, કૃત્યથી નહિ પણ વિશ્વાસથી. "ઇબ્રાહીમનો વિશ્વાસ તેને લેખે ન્યાયીપણાને અર્થે ગણાયો હતો." તેના ન્યાયીપણા સાથે નિયમને કંઇજ લાગતું-વળગતું-નહોતું, કેમકે નિયમશાસ્ત્ર તો તેની હયાતી પછી લગભગ ચાર સૈકાં બાદ અપાયો હતો. તેમજ સુનતને પણ તેની સાથે કંઇ સંબંધ નહોતો, કારણ સુનતનો વિધિ દાખલ થયાં પહેલાં તે ન્યાયી ઠરાવાયો હતો.

પાઉલની આ નવી શોધ તે ખરેખર તેનો પોતાનો અનુભવ હતો. જે ઘડીએ તેને ખ્રીસ્ત મળ્યો તેજ પળે તેને ખબર પડી ગઇ કે જે કૃપા ને શાંતિને માટે તે ફાંફાં મારતો હતો તે તેને અજાયબ રીતે મફત મળી હતી. અને જેમ જેમ તે વિષે તે વધારે વિચાર કરતો હતો તેમ તેમ તેનું અંતઃકરણ આનંદથી ઉભરાવા લાગ્યું. જે ઘડીએ તે ખ્રીસ્તને મળ્યો તેજ પળે ખ્રીસ્તે દેવ સાથે તેનો મેળાપ કરાવી આપ્યો હતો, પણ ખ્રીસ્ત મળવાથી પોતામાં આવો મોટો ફેરફાર એકાએક કેમ થવા પામ્યો તેની તપાસ કર્યા વગર બેસી રહે તેવો માણસ તે નહોતો. તેથી તેણે અરબસ્તાનના એકાંત વાસમાં જઇને આ વિષય પર બારીક અભ્યાસ કર્યો અને લાંબા એકાંતવાસ પછી જે સુવાર્તા તેણે પ્રગટ કરી તે તેના અભ્યાસનું ફળ છે એટલે કે આદમના પાપે કરીને તેના વંશજો તમામ માણસજાત-પાપના

બોજ નીચે આવ્યા; જેમાંથી પોતાની મેળે નીકળવાને તદ્દન અશક્ત હતા. પણ તેથી ઉલટું પાપોમાં વધારો કરતા ગયા, અને મરણદંડને લાયક હતા; એટલામાં ખ્રીસ્ત બીજો આદમ પ્રગટ થયો; જેઓ તેની સાથે વિશ્વાસથી જોડાય છે તેઓમાંથી પહેલા આદમ કરતાં ઉલટી નવીજ પ્રજા ઉત્પન્ન થાય છે, એટલે પવિત્ર અને ન્યાયી. ખ્રીસ્તનો આત્મા તેના પર વિશ્વાસ કરનારાઓની સાથે વસે છે, અને રોજ રોજ તેમને તેમના વિશ્વાસમાં બળવાન કરતો રહે છે, ખ્રીસ્ત ઇસુથી જે ઉદ્ધાર છે તેની મારફતે દેવની કૃપાએ તેઓ મફત ન્યાયી ગણાય છે. એક માણસના નિયમભંગથી ઘણા માણસ પાપના બોજ નીચે આવ્યાં, તેમજ એકના આજ્ઞાપાલનથી ઘણાનો બચાવ થયો. ખ્રીસ્તે પોતાના લોહીથી તેના પર વિશ્વાસ કરનાર તમામ માણસ જાતના પાપનો બદલો વાળી આપ્યો છે. અને જે કોઇ તેના પર વિશ્વાસ કરે તે તારણ પામે. કરણીઓથી નહિ, પણ વિશ્વાસથી ન્યાયીપણું. વિદેશી તેમજ યહુદી દરેકને આ કૃપામાં સરખો હક છે.

લગભગ એક વર્ષના અભ્યાસ બાદ ઉપર પ્રમાણેની સુવાર્તા લઇ પાઉલ અરબસ્તાનના એકાંત વાસમાંથી બ્હાર આવ્યો, અને પોતાની પાછલી જીંદગીમાં ભૂખ, થાક, અને સંકટોની દરકાર નહિ કરતાં આ સુવાર્તા જગતને જાહેર કરવામાં તેણે પોતાને અર્પીત્ત કીધો. આપણે જોઇએ છીએ કે તેના આ કામમાં ઘણીએક વખતે તેને એકલા યહુદીઓથીજ નહિ પણ ખ્રીસ્તીઓ તરફથી સુદ્ધાં પુષ્કળ નડતરો અને હરકતો વેઠવી પડી છે, પણ તે બધાંની સામે આપણે તેને હિમતથી ઉભેલો જોઇએ છીએ.

---:o:---

## ૫. સુવાર્તિક તરીકેનો પ્રથમ પ્રયત્ન.

લાંબા એકાંતવાસ પછી મગજ પુરેપુરૂં શાંત કરી, જે સુવાર્તા આજ લગી હતી તેની પુરેપુરી ખાત્રી કરી, પાઉલ અરબસ્તાનથી

પાછો આવ્યો. અરબસ્તાનથી બારોબાર તે કદાચ પોતાને વતન તારસસ ગયો હશે. અને ત્યાં એ એક વર્ષ રહી પાછો દમસ્ક તરફ જવા નીકળ્યો. તેની પહેલી વખતની દમસ્કની મુલાકાતમાં અને બીજી મુલાકાતમાં કેટલો બધો ફેર દેખાય છે. પહેલી વખત દમસ્કના રસ્તા પર મુસાફરી કરતો હતો ત્યારે તે ખ્રસ્તીઓના હડહડતા શત્રુ તરીકે, ખ્રસ્તી ધર્મને જડમુળથી નાબુદ કરવાના ઇરાદાથી ધમકીઓનો અને હત્યાનો શ્વાસ લેતો ચાલતો દેખાય છે. પણ માણસ ધારે છે શું ને ઇશ્વર કરે છે શું! એજ પાઉલ જેને યહુદીઓના અધીકારીઓએ ખ્રસ્તીઓની સતાવણી કરવાને પોતાના હથિયાર તરીકે રોકયો હતો, અને જેણે ઘણાઓને હેરાન કર્યા હતા. પ્રભુનાં ઘેટાંઓને વાડામાંથી વિખેરી નાખ્યાં હતાં, તેજ પાઉલ જ્યારે બીજી વખતે દમસ્ક તરફ આવે છે ત્યારે તદન જુદોજ માણસ દેખાય છે. અત્યારે તે ખ્રસ્તના પ્રેમથી ભરપુર સુવાર્તાની પુરી માહીતી મેળવીને જે શહેરમાં તેને આ કૃપાદાન પ્રાપ્ત થયું ત્યાંજ પ્રથમ જાહેરમાં શાહેદી પુરવાની આશાએ હોંસમાં ને હોંસમાં દમસ્કના રસ્તાપર આગળ વધતો દેખાય છે. દમસ્કની નાની ખ્રીસ્તી ટોળીને ફરીથી મળીને અરબસ્તાનના એકાંતવાસમાં તેને જે જે ઇશ્વરી મદદો મળી હતી તેનો હેવાલ કહી સંભળાવવાને તે આતુર હતો. શહેરની ભાગળોમાં જ્યારે તેણે પગ મુકયો ત્યારે તેને કેટલો બધો આનંદ થયો હશે! પહેલીવાર જ્યારે તે દમસ્કમાં પેઠો ત્યારે તો પોતાના દોરનારનો હાથ પકડીને એક નિરાધાર આંધળા માણસની માફક શક્તિહીન, ઠેસ ઠોકરો ખાતો, અથડાતો પછડાતો શહેરમાં પ્રવેશ કરે છે. પણ આ બીજી વખતે તો તે જુદોજ માણસ દેખાય છે. આ વખતે તો હોંસ અને ઉમંગથી ભરપુર, અનાન્યાનું ઘર શોધતો શહેરની શેરીઓમાં ફરતો દેખાય છે. અનાન્યાએ પૂર્ણ પ્રેમથી તેનો સતકાર કર્યો. દમસ્કની મંડળી સન્મુખ તેણે અરબસ્તાનના પોતાના અનુભવની કહાણી કહી

સંભળાવી હશે, અને સુવાર્તા વિષે સાહેદી પુરવાનો પોતાનો ઇરાદો જાહેર કર્યો. જો કે તેને વિદેશીઓના પ્રેરીત તરીકે પસંદ કરવામાં આવ્યો હતો તોપણ તે પોતાની પ્રથમ શાહેદી યહુદીઓની સન્મુખ આપે છે. સભાસ્થાનમાં જઇને તેણે ખ્રીસ્તને પ્રગટ કર્યો કે તેજ દેવનો દીકરો છે. અને એવા જુસ્સાથી બોલતો હતો કે દમસ્કના યહુદીઓ પણ તેનું સાંભળીને વિસ્મીત થયા. દમસ્કના ખ્રીસ્તીઓની નાની ટોળી યહુદી ખ્રીસ્તીઓની બનેલી હતી. અને શહેરના યહુદીઓ સાથે તેઓ સારો સબંધ રાખતા હતા એમ જણાય છે. સભાસ્થાનોમાં ભજનસેવાને અર્થે જતા; અને તેમનો આગેવાન અનાન્યા પોતાના પવિત્ર આચરણોને લીધે શહેરના યહુદીઓમાં પણ માન આપેલો પુરૂષ હતો, અને તેથીજ જુવાન પાઉલને સભાસ્થાનમાં જઇને વાદ કરવાને કંઇ હરકત નડી નહિ. એમ પાઉલ આ તકનો લાભ લઈ રોજ રોજ સભાસ્થાનોમાં સુવાર્તા પ્રગટ કરવા લાગ્યો. ખ્રીસ્ત તેજ દેવનો દીકરો છે એજ તેના સુવાર્તાનો મુખ્ય મુદ્દો દેખાય છે. પહેલાં તો યહુદીઓએ એ વિષે કંઇ ધ્યાન દીધું નહિ, સભાસ્થાનોના આગેવાનોને ફક્ત તેની વાત કરવાની રીતથી અને તેના જ્ઞાનથી અજાયબી ઉત્પન્ન થઈ; તેઓ માંહોમાંહે કહેવા લાગ્યા કે જેણે આ નામથી પ્રાર્થના કરનારાઓનો નાશ યરૂશાલેમમાં કીધો, અને જે દમસ્કમાં પણ એજ કામને અર્થે આવ્યો હતો કે આ નામથી પ્રાર્થના કરનારાઓને બાંધીને મુખ્ય યાજકો પાસે લઈ જાય તે શું એજ નથી? પણ પાઉલને આત્મિક બળ મળતું ગયું અને શાસ્ત્રમાંથી પ્રમાણો આપીને સાબીત કરવા લાગ્યો કે ખ્રીસ્ત તેજ દેવનો દીકરો છે. સ્તેફનને તેણે કીલકીના સભાસ્થાનમાં વાદ કરતાં સાંભળ્યો હતો, અને પોતે એક નામાંકિત અને વિદ્વાન શિક્ષકનો વિદ્યાર્થી છતાં સ્તેફન સામે તેનું કંઇ ટકુ ચાલ્યું નહોતું. તે વખતે તે સ્તેફનના જ્ઞાનથી અજાયબ થયો હશે. પણ આ વખતે તેને પણ સ્તેફનની માફક વાદ કરવાને આત્મિક બળ મળ્યું,

અને "વધારે સામર્થ" પામીને ઈસુ નાઝારી જેને યહુદીઓએ વધસ્તંભે ટાંગીને મારી નાખ્યો તેજ ખ્રીસ્ત મસીહા છે તેનાં પ્રમાણો આપીને દમસ્કમાં રહેનાર યહુદીઓને હરાવી નાખ્યા.

પણ આ પ્રમાણે લાંબો વખત ચાલી શકયું નહિ, કારણ હજી પાઊલના કામનો દરવાજો ખુલ્લો થયો નહોતો. દમસ્કના યહુદીઓ હવે ચીડાયા, અને પાઊલની વિરૂદ્ધ પગલાં લેવાને મસલત કરવા લાગ્યા, પણ પવિત્ર અનાન્યા જેને ઘેર પાઊલનો ઊતારો હતો તેને ખાતર જાહેરમાં કંઈ ન કરતાં છુપી રીતે પાઊલને મારી નાખવાનું કાવત્રું રચ્યું. પાઊલની હીલચાલ તપાસવા લાગ્યા અને જો પ્રસગ મળે તો તેને મારી નાખવાનો મનસુબો કીધો. પાઊલ ગુપચુપ શહેર બહાર સટકી ન જાય માટે શહેરના દરવાજાઓ પર તેઓએ ચેપીઆ રાખ્યા.

પણ પાઊલને આ મનસુબાની જાણ પડી ગઇ. કદાચ પવિત્ર આત્માથી તેને ચેતવણી મળી હશે. કારણ કે તેને હજી ઘણું કામ કરવાનું હતું. અને એટલેથીજ તેનું નામ ખ્રીસ્તી મંડળીના ઇતિહાસમાંથી કપાઇ જાય એ બનવા જોગ નહોતું. તેથી શહેરના દરવાજાઓમાંથી બહાર નીકળવું પાઊલને માટે જોખમકારક હોવાથી શીષ્યોએ તેને એક ટોપલીમાં બેસાડીને કોટ ઉપરથી શહેર બહાર નીચે ઉતારી મુકયો. [illegible] મંડળીને પાઊલની કેટલી જરૂર હતી તે અનાન્યા સારી પેઠે જાણતો હતો, કારણ કે પ્રભુ તરફથી તેને ખબર મળી હતી કે વિદેશીઓ તથા રાજાઓ તથા ઇસ્રાએલના વંશની આગળ મારું નામ લઈ જવા સારૂં એજ મારૂં પસંદ કરેલું પાત્ર છે; આ વાત અનાન્યાએ પોતાના અંતઃકરણમાં રાખી હતી, કદાચ શહેરના અંજન ખ્રીસ્તીઓને ખબર [illegible] હોય કે પાઊલ આગળ જતાં ખ્રીસ્તને માટે મહાભારત કામ કરનાર છે. પણ અનાન્યા તો સારી પેઠે જાણતો હતો કે પાઊલે ખ્રીસ્તના નામને ખાતર કેવાં ભારે સંકટો ઊઠાવવાનાં હતાં, તેથી

પાઉલ। કોઇ પણ રીતે દમસ્કમાંથી બચાવ થાય અને તેને સહી-સલામત શહેર બહાર કહાડી શકાય એવી યુક્તિ શોધતાં શહેરના કોટ પર કોઇએક શિષ્યનું ઘર આવેલું હોવાથી પાઉલને ટોપલીમાં બેસાડી તે ઘરની બારીમાંથી તેને સહીસલામત શહેર બહાર મૂકી દીધો. અને યહુદીઓને આ વાતની જાણ પડી નહિ. તેઓ તો બિચારા ભાગળોની ચોકી કરતાજ રહ્યા. તેમને કદાચ એવી આશા હશે કે પાઉલ હવે બરોબર સપડાયો છે. બહાર જવાનો બીજો રસ્તો નથી. માટે બે ત્રણ દિવસમાં તેનું કાટલું કાઢી નાખીશું. પણ પ્રભુના ઠરાવોની આગળ માણસનાં કાવત્રાનું કંઇ ચાલતું નથી. પ્રભુનો ઠરાવ પાઉલને માટે જુદોજ હતો, માણસથી તે કેમ રદ થઇ શકે?

પાઉલ આ બનાવથી ઘણો નિરાશ થઇ ગયો હશે. અંધારી રાતે શહેર બહાર એકલો ઉભો રહીને વિચાર કરે છે કે હવે કઇ દિશાએ જવું. વિચાર કરતાં યરૂશાલેમ તરફ જવાને તેનું મન લલચાયું: ત્યાં તેના ઘણાએક ઓળખીતાઓ તથા મિત્રો હતા, જેઓને આ સુવાર્તા હજી મળી નહોતી. તેઓમાં પોતાના અનુભવ વિષે સાક્ષી પુરવાના વિચારથી તેણે યરૂશાલેમ તરફનો રસ્તો લીધો એટલુંજ નહિ પણ ત્યાં ખ્રીસ્તી મંડળીના આગેવાનો રહેતા હતા, અને તેમની પણ ઓળખાણ કરવી એ તેને માટે જરૂરનું હતું. દમસ્કથી યરૂશાલેમનો લગભગ એક અઠવાડીઆનો રસ્તો તેણે કેવી સ્થિતિમાં કાપ્યો હશે! સુવાર્તિક જીંદગીની શરૂઆતમાંજ નિરાશ થઇ દુશ્મનોની બીકથી નાસવું પડે છે! અશક્ત માણસની માફક જીવ બચાવવાને શિષ્યોની મદદ લેવી પડે છે, અને ચોરની માફક રાત્રે અંધારામાં નાસવું પડે છે. આ વિચારો ઉત્પન્ન થતાં તે કેટલો બધો શરમાયો હશે, ને નાહિમ્મત થયો હશે! આ બનાવથી તેના દિલમાં એટલી બધી લાગણી થઇ આવી કે આ પછી તેણે ફરીથી દમસ્કમાં બીજી વાર પગ મુક્યો હોય એમ દેખાતું નથી. લગભગ વીસ વર્ષ પછી કરીંથના મંડળીને

લખતાં તે આ બનાવને યાદ કરતો દેખાય છે. પણ પ્રીસ્ને તેના આત્માને આવે વખતે ખરેખરે ઉત્તેજીત કર્યો હશેજ. ગમે તેમ હોય પણ આપણે તેને ઝડપથી યરૂશાલેમના રસ્તા કાપતો જોઇએ છીએ પીતરને મળવાની તેને ખાસ ઇચ્છા હતી. પીતર પાસે કંઇ નવું શીખવા કે સાંભળવાની આશાએ તે ત્યાં જતો હતો એમ તો નહિ. પણ પીતર પ્રીસ્તનો ખાસ મિત્ર હતો, અને પ્રીસ્ત સાથે તેને લાંબો અને ઘાડો પરિચય હતો, એટલુંજ નહિ પણ હાલ પ્રીસ્તી મંડળીમાં તે એક સ્થંભ જેવો હતો, તેની સાથે ઓળખાણુ કરવી, અને તેની સાથે વાતચીત કરવી એ જરૂરનું છે એમ તેને લાગ્યું, માટે "કેફાની (પીતરની) ઓળખાણુ કરવાને" તે દમસ્કથી યરૂશાલેમ ગયો.

———:o:———

## ૬. યરૂશાલેમમાં પાઉલનો આવકાર.

યરૂશાલેમમાં ફરીથી પગ મુકવાનું પાઉલને જરા ભારે પડયું હશે. ત્યાં તેના ઘણાએક ફરોશી મિત્રો, સાથી વિદ્યાર્થીઓ, સાન્હેદ્રીમ સભાના સભાસદો, યાજકો તથા અધિકારીઓ વિગેરે ઘણાએક ઓળખીતાઓ હતા. તેઓની વચમાં હવે એક જુદાજ માણસ તરીકે જતાં તેના મનમાં અનેક તર્ક વિતર્ક ઉઠયા હશે. આ બધા તરફથી હવે તેને કોઇ જાતનો આવકાર મળે એવી તેને બીલકુલ આશા નહોતી, પણ પ્રીસ્તીઓના પ્રેમનો અનુભવ તેણે કર્યો હતો. જ્યારે યરૂશાલેમની મંડળીને તે સતાવતો હતો, અને ઘરોમાં પેસીને તેઓને બહાર ઘસડી લાવતો હતો ત્યારે તેણે તેમના અનહદ પ્રેમની પરીક્ષા કરી હતી, અને તેમનો એક વખતનો શત્રુ છતાં, આ વખતે તે તેમના પક્ષનો તથા તેમના ધર્મનો થઇ, તેમની પાસેથી કંઇક આવકારની આશાએ યરૂશાલેમમાં આવ્યો. પીતર જે તે વખતે મંડળીમાં સ્તંભ જેવો હતો તેણે કેટલું શંકા

આણ્યા વગર તેને પોતાના ઘરમાં ઉતારો આપ્યો, અને પોતનો ઉદાર હાથ આ નવા પ્રેરિત પત્યે લંબાવ્યો. પોત પરણેલો તથા કુટુંબવાળો હોવાથી પોતાના ઘરમાં તેણે પાઉલની સારી પરોણાગત કરી હશે અને પાઉલે પણ પોતાનો વખત પીતરના ઘરમાં ઘણા આનંદમાં ગાળ્યો હોય એમ દેખાય છે. કોઈ પણ વખતે તેની પરોણાચાકરી વિષે તે બબડ્યો હોય એમ જણાતું નથી. પાઉલે પીતર વિષે ઘણુંએક સાંભળ્યું હશે. કે તે ખ્રીસ્તનો ખાસ મિત્ર અને આગેવાન શિષ્ય હતો, અને મંડળીનો આગેવાન હોવાથી ખરી સતાવણી વખતે પણ પોતાની ટોળીને મુકીને સતાવણીથી ડરી જઇ ભાગી ગયો હોય એમ દેખાતુ નથી. 'મારાં ઘેટાંને પાળ' એ મસિહાના શબ્દો તેણે પોતાના હૃદયમાં લીધા હતા, અને ઘેટાંને સંભાળતાં પોતાના જીવ પણ તેણે વ્હાલો ગણ્યો નહોતો. આવા માણસને જોવાની અને તેની સાથે ઓળખાણ કરવાની ઉત્કંઠા પાઉલમાં ઉત્પન્ન થાય એ સ્વાભાવિક છે. વળી પીતર પણ પાઉલને પુરેપુરો ઓળખતો હતો. તેને માલુમ હતું કે આજ જુવાન રાબ્બી જે હાલ તેના ઘરમાં પરોણો છે તેનાજ પગ પાસે સ્તેફનને મારનારાઓના કપડાં મુકાયાં હતાં. જ્યારે સતાવણી પુર જોસમાં ચાલતી હતી અને ખ્રીસ્તીઓને પકડીને ,ઘરોમાંથી બ્હાર ઘસડી લાવવામાં આવતા હતા ત્યારે તેણે આ પરોણાને એક નિર્દય અને ઘાતકી આગેવાન તરીકે નિહાળ્યો હતો. તેમ છતાં જ્યારે પ્રસંગ આવ્યો ત્યારે આવા પરોણાપર પણ પોતાનો પ્રેમ દર્શાવતાં તેણે જરા પણ આચકો ખાધો નહિ. ખ્રીસ્તી મંડળીમાં બીજા કોઇથી તેને આવકાર મળત નહિ, કેમકે આખું યરૂશાલેમ તેને તેના કામથી ઓળખતું હતું, ખ્રીસ્તી બાળકો તેના નામથી કાંપતાં છતાં પાઉલ આ વખતે યરૂશાલેમમાં આવી ખ્રીસ્તીઓની સાથે મળી જવાની કોશીશ કરતો દેખાય છે. પણ અફસોસ, તેને માટે હજી એક

પરીક્ષણ બાકી હતું. "બધા તેથી બીધા ને તે શિષ્ય છે એવું તેઓએ માન્યું નહિ." પાઉલના ખ્રીસ્તી થવા વિષે તેઓએ કદાચ સાંભળ્યું હશે, પણ તેને આજે ત્રણ વર્ષ વીતી ગયાં હતાં, અને આ ત્રણ વર્ષ દરમ્યાન તેઓએ તેને વિષે કંઇજ સાંભળ્યું નહોતું. દમસ્કમાં થોડાજ દિવસો ઉપર સુવાર્તાને માટે તેણે જે પ્રયત્ન કર્યો હતો, અને ત્યાં તેના પર જે આફત આવી પડી હતી, તે વિષે યરૂશાલેમના ભાઇઓને હજી કંઇ ખબર નહોતી. અને બધાં તેના તરફ અણભરોસાની નજરે જોવા લાગ્યા. તેને એક જાસુસ તરીકે ગણવા લાગ્યા, ને તેનાથી બીધા. તે શીષ્ય છે એમ તેઓએ માન્યું નહી, પીતર શીવાય બીજો કોઇ આગેવાન પ્રેરીત આ વખતે યરૂશાલેમમાં હતો કે કેમ તે આપણે કહી શકતા નથી. અને જો કદાચ હોય તો પણ આ નવા પ્રેરીતનો અંગીકાર કરવાને કોઇ આગળ આવ્યો હોય એમ દેખાતું નથી કારણ કે આ પ્રસંગને લગતી બીના ગલાતીઓને લખતાં પાઉલ કહે છે કે "બીજા કોઇ પ્રેરીતને મેં દીઠો નહિ. કેવળ પ્રભુના ભાઇ યાકુબને." અને જો કે તેણે યાકુબને જોયો તોપણ તેની સાથે તેણે કંઇ વધતો ઓછો સંબંધ રાખ્યો હોય એમ દેખાતું નથી. પાઉલમાં અને યાકુબમાં કંઇ ખાસ વિલક્ષણતા જોવામાં આવે છે. યાકુબ મુસાના નિયમશાસ્ત્રનો પાકો ભક્ત હતો, અને ખ્રીસ્તી થયા પછી પણ તે એક ચુસ્ત યહુદી હતો. પોતાનો આખો વખત-કલાકોના કલાકો, મંદીરમાં પ્રાર્થના કરવામાં ગાળતો. અને તેથી યહુદીઓ તરફથી પણ તેને "ન્યાયી"નો ખેતાબ મળ્યો હતો. યાકુબનો લખેલો પત્ર આપણી પાસે છે, જે વાંચતાં માલુમ પડે છે કે તે પોતાના આખા પત્રમાં ખ્રીસ્તનો વધસ્તંભ, પાપનું પ્રાયશ્ચિત કે વિશ્વાસથી ન્યાયપણું, એ વિષે બીલકુલ ચુપ છે.

પણ પાઉલનાં લખાણોમાં તેણે ઉપલી બધી વાતો પર ખાસ ભાર મુકેલો દેખાય છે, તેમ છતાં તેઓ બંને એક બીજાની વિરૂદ્ધ હોય એમ માનવાને કંઇજ કારણ નથી, ગમે તેમ હોય પણ આ બંને ભકતોને જુદાં જુદાં તાલંત બક્ષવામાં આવ્યાં હતાં, અને આપણે માનવું જોઇએ કે આપણે તેઓના તાલંતોનાં ફળો છીએ.

પાઉલને આ વખતે નિરાશા ઉપજી હશે. પણ એવામાં યોસે નામનો એક માણસ જે કુપરસનો વતની હતો, અને કદાચ પચાસમાને દિવસે ખ્રીસ્તી થઇ મંડળીમાં મેળવામો હતો, અને જેણે કુપરસમાની પોતાની બધી મિલ્કત વેચીને શિષ્યોના પગ આગળ મુકી હતી. તેની આસ્થાએ અને પવિત્રાઇએ તેને મંડળીમાં માનવંત સ્થિતિમાં મુકમો હતો, અને જે જુસ્સાથી તે સુવાર્તા પ્રગટ કરતો હતો તે જોઇને પ્રેરિતોએ તેને બાર્નાબાસ એટલે દિલાસાનો દીકરો એવું નામ આપ્યું હતું. તે માણસ આગળ આવ્યો અને પાઉલનો હાથ પકડીને તેને પ્રેરિતોની આગળ તેડી ગયો, અને પાઉલના ખ્રીસ્તી થવા સંબંધીનો બધો ઇતિહાસ તેમને કહી સંભળાવ્યો. અને બધાના મનની શંકા દુર કરી, ત્યાર બાદ પાઉલ યરૂશાલેમના શિષ્યોની સાથે "આવજા" કરતો થયો.

દંતકથા એવી ચાલે છે કે યેસે (બાર્નાબાસ) પણ ગમાલ્યલની શાળાનો વિદ્યાર્થી હતો, અને જો એમ હોય તો પાઉલને તે ઘણા વખતથી ઓળખતો હશે. કદાચ તેઓ નાનપણથી મિત્રો હશે. આ મિત્રાઇ બાર્નાબાસના ખ્રીસ્તી થવાથી તુટી ગઈ હતી, પણ પાઉલના ખ્રીસ્તી થવાથી પાછી સંધાઇ. અને જો એમ હોય તો પીતરને ત્યાં પાઉલને જે ઉતારો મળ્યો તે પણ બાર્નાબાસની મારફતે હોવો જોઇએ, કારણ કે બાર્નાબાસને યરૂશાલેમમાં માર્ક નામનો એક ભાણેજ હતો, જેની માનુ નામ મરિયમ હતુ અને જેને યરૂશાલેમમાં પોતાનું એક મોટું મકાન હતું જ્યાં શિષ્યો

પણ ભજન કરવાને એકઠા મળતા. વળી માર્કને પીતર પોતાના દીકરાની માફક વ્હાલો હતો, અને એમ માનવાને કંઇ શંકા નથી કે પીતર પોતે પણ પોતાના કુટુંબ સહિત માર્કના ઘરના એક ભાગમાં રહેતો હતો, કારણ કે પીતર જેવા ગાલીલના ગરીબ માછીને યરૂશાલેમ જેવા મોટા શહેરમાં પોતાનું ઘર હોય એમ માની શકાતું નથી. અને તેથી જ્યારે પાઉલ અહિં પીતરને મળવાને આવ્યો ત્યારે બાર્નાબાસની મારફતે તેણે પીતરની ઓળખાણ કરી હશે. અને તેનીજ મારફતે પાઉલને પીતરના ઘરમાં ઉતરવાની સોઇ થઇ હશે.

આ રીતે જ્યારે તેની મુલાકાત પ્રેરિતો સાથે તથા મંડળી સાથે થઇ ત્યારે તેના હૃદયમાં શાંતિ પ્રસરી હશે. ત્યાર બાદ જેવો તેને પ્રસંગ મળ્યો કે તરતજ તેણે અહિં પણ પોતાનું કામ શરૂ કરવાનો વિચાર કર્યો. લાગલોજ તેણે હેલેની યહુદીઓનાં સભાસ્થાનોમાં વાદવિવાદ શરૂ કર્યો. સ્તેફનની માફક નિર્ભયતાથી ઇસુને નામે બોલવા લાગ્યો. આજ હેલેની યહુદીઓની ટોળીમાં તે એક વખતે સ્તેફન સામે વાદ કરનારાઓમાંનો મુખ્ય હતો. તે વખતે જેમ સ્તેફનના જ્ઞાનથી અને નિર્ભયપણાથી હેલેની યહુદીઓ હારીને ચીડાયા હતા તેમજ આ વખતે પણ પાઉલના નિર્ભયપણાથી અને જ્ઞાનથી તેઓ ચીડાયા. કારણ કે જે માણસને ખ્રીસ્તી ધર્મનો નાશ કરવાને તેઓએ હથિયાર તરીકે રોક્યો હતો તેજ માણસને ખ્રીસ્તી ધર્મની સુવાર્તા પ્રગટ કરતો જોઇને તેઓ પોતાના ક્રોધને કબજે રાખી શક્યા નહિં. અને સ્તેફનની માફક પાઉલનો પણ ઘાટ ઘડવાને તેઓએ કાવત્રું રચ્યું. પણ પાઉલનું જીવન આટલેથી બંધ થાય એવી તેના તેડનારની ઇચ્છા નહોતી. અને તેથી જ્યારે યરૂશાલેમના ભાઇઓને આ કાવત્રાની જાણ પડી કે તરત તેઓ પાઉલને યરૂશાલેમથી કાઇસારીઆ લઇ ગયા અને ત્યાંથી તેને પોતાને વતન મોકલી દીધો.

પાઉલ પોતાનું કામ છોડવાને નાખુશ તો થયો. પણ આત્માથી દર્શન પામીને એક વાણી તેને એમ કહેતી સંભળાઇ કે તું ઉતાવળ કર ને યરૂશાલેમમાંથી વ્હેલો નીકળ, કેમકે મારા વિષે તારી સાહેદી તેઓ માનશે નહિ. પણ પાઉલ સુવાર્તા પ્રગટ કરવાને એટલો બધો આતુર હતો કે પ્રભુની સાથે પણ તે વાદ કરે છે અને કહે છે કે, પ્રભુ, તું જાણે છે કે હું પ્રથમ તેઓમાંનોજ હતો. ખ્રીસ્તીઓનો વિરોધી હતો, અને સતાવણી કરનારાઓનો આગેવાન હતો. છતાં પણ સત્ય મળ્યાથી મારામાં આવો મોટો ફેરફાર થવા પામ્યો. પાઉલના મનમાં એમ હતું કે તેની સાહેદીથી સારી અસર થશે. પણ પરિણામ એથી ઉલટું આવ્યું અને પ્રભુએ તેને કહ્યું કે તું ચાલ્યો જા, કેમકે હું તને અહિંથી વેગળે વિદેશીઓની પાસે મોકલીશ."

પ્રભુના હુકમને આધીન થઇ પાઉલ નિરાશ થઇ યરૂશાલેમમાંથી નીકળી ગયો, અને કાઇસારીઆ જઇ જળમાર્ગે પોતાને વતન ગયો. ત્યારબાદ તે "સુરીઆ તથા કીલકીના પ્રદેશોમાં આવ્યો," અને એ સંભવિત છે કે ત્યાં તેણે સુવાર્તા પ્રગટ કરી હશે. પણ આ લગભગ ૯-૧૦ વર્ષના લાંબા વખત દરમ્યાન તે કોઇ ખ્રીસ્તી મંડળીના સમાગમમાં આવ્યો હોય એમ દેખાતું નથી. શું કારણ હશે તે આપણે કહી શકતા નથી. ગલાતીઓને લખતાં તે કહે છે કે "ખ્રીસ્તમાંની જે યહુદા પ્રાંતની મંડળીઓ તેઓને હું મ્હોડે ઓળખાયો નહોતો. તેઓએ એટલુંજ સાંભળ્યું હતું કે, જે પહેલાં અમને સતાવતો હતો, તે, જે વિશ્વાસનો નાશ અગાઉ કરતો, હતો, તેને હમણાં પ્રગટ કરે છે. અને મારે લીધે તેઓએ દેવને મહિમા આપ્યો." આ ઉપરથી એમ જણાય છે કે જે વાણી તેણે સાંભળી હતી કે 'હું તને અહિંથી વેગળે વિદેશીઓમાં મોકલીશ' તેના બીજા હુકમની રાહ જોતો પોતાના વતનમાં જેમ તેને પ્રસંગ મળતો તેમ સુવાર્તાનું કામ કરતો હતો.

---

## ૭. વિદેશીઓને માટે સુવાર્તાનો દરવાજો.

પાઊલ જો કે હવે પોતાના કામને માટે પુરો તૈયાર હતો, અને વિદેશીઓમાં તેને ખાસ કામ કરવાનું છે તે જાણતો હતો છતાં લાંબી મુદત સુધી તેને આ કામને માટે થોભવું પડયું. લગભગ ૯-૧૦ વર્ષ સુધી આપણે તેના વિષે કંઇ સાંભળતા નથી. આટલી લાંબી મુદત સુધી પાઊલને પોતાના હુકમની રાહ જોતો બેસાડી મુકવાની ઇશ્વરની ખાસ મરજી હતી કારણ કે પાઊલના કામનો દરવાજો હજી ઉઘડયો નહોતો, વળી યહુદીઓ કે જેઓએ તેને ખ્રીસ્તીઓનો નાશ કરવાને ખાસ રોકયો હતો તેને ખ્રીસ્તી થએલો જોઇ પોતાના ઝુસ્સાને કાબુમાં રાખી શકે તેમ નહોતું. તેણે દમસ્કમાં કે જ્યાં તેનું બાપ્તિસ્મા થયું હતું ત્યાં સુવાર્તાને માટે પ્રયાસ કર્યો હતો, પણ ઝનુની યહુદીઓથી બ્હીને ત્યાંથી નાસવું પડયું હતું, ત્યાર બાદ યરૂશાલેમમાં પણ એમજ થયું. ત્યાં પણ તેણે કામ કરવાની કોશિશ કીધી, પણ બેજ અઠવાડીયાંમાં તો યરૂશાલેમમાં રહેવું તેને ભારે થઇ પડયું હતું.

પાઊલને આટલો લાંબો વખત થોભવાનું એક ખાસ કારણ હતું. આ અરસામાં ખ્રીસ્તી મંડળીમાં એક ઘણોજ અગત્યનો બનાવ બન્યો, અને તે એ કે વિદેશીઓને માટે સુવાર્તાનો દરવાજો ઉઘાડવામાં આવ્યો, અને વિદેશીઓને પણ ખ્રીસ્તી મંડળીમાં યહુદીઓની સાથેજ સરખા હકો સહીત દાખલ કરવામાં આવ્યા. આ કામ જો કે પાઊલ વિદેશીઓની તરફનો પ્રેરિત હતો, છતાં તેનાથી નહિ, પણ બારમાંનો મુખ્ય, જેને સુવાર્તાની કુંચીઓ સોંપવામાં આવી હતી તેનાથી થાય એવી ઇશ્વરી યોજના હતી, અને તેથી ઇશ્વરી ઠરાવ મુજબ આ દરવાજો ખુલ્લો થાય ત્યાં સુધી પાઊલને પોતાના કામને માટે થોભવું પડયુ.

પ્રથમ સમરૂનીઓમાં કામ શરૂ થએલું દેખાય છે. સતાવણી વખતે વેરાઇ ગએલાઓએ ચારેગમ સુવાર્તાનું કામ કરવા માંડ્યું. સાતમાંનો એક ફિલીપ તેણે સમારીઆ શહેરમાં જઇને સુવાર્તા પ્રગટ કરી, અને આત્માથી વેષ્ટિત થઇને તેણે ઘણાએક ચમત્કારો તથા અદ્દભુત કામો પણ કર્યાં. આવા આશ્ચર્યકારક કામો જોઇને સમરૂનીઓએ તેની વાત પર વિશ્વાસ કીધો, જેમાં સીમોન નામનો જાદુગર પણ હતો. આ બધાંને મંડળીમાં ખુલ્લી રીતે આવકાર આપી દાખલ કરવાનું કામ ઇશ્વરી ઠરાવ મુજબ પીતરનું હોવાથી યરૂશાલેમની મંડળીએ જ્યારે સમરૂનીઓની આસ્થા વિષે સાંભળ્યું ત્યારે તેઓએ પીતરને તથા તેની સાથે યોહાનને મોકલ્યા. પીતરે તથા યોહાને ત્યાં આવી આ નવા ખ્રીસ્તીઓને પ્રાર્થના સહીત મંડળીમાં દાખલ કર્યા. ત્યારબાદ પીતર તથા યોહાન "સમરૂનનાં ઘણાં ગામોમાં સુવાર્તા પ્રગટ કરતા" યરૂશાલેમમાં પાછા આવ્યા.

ફીલીપને આ વખતે સુવાર્તાને માટે ખાસ બળ મળે છે. પ્રભુના આત્માથી દોરવાઇને તે યરૂશાલેમથી ગાઝા જવાને માર્ગે દક્ષિણની ગમ ગયો, અને અરણ્યને માર્ગે ચાલતો થયો. દુરથી તેણે એક મોટો સંઘ જતો જોયો. આ સંઘ હબસીઓની રાણી કાંડાકેના પ્રધાનનો હતો. આ શ્રીમંત અમીર રાણી કાંડાકેના તમામ ભંડારનો કારભારી હતો અને યરૂશાલેમમાં ભજન કરવા આવેલો હતો. ભજન કર્યા બાદ તે પોતાના રસાલા સાથે પાછો પોતાને વતન જતો હતો. હબસીઓના પ્રદેશમાં યહુદી ધર્મ કેવી રીતે અને કયે વખતે જવા પામ્યો હશે તે વિષે કંઇ ચોકસ ઇતિહાસ આપણી પાસે નથી, પણ એમ જણાય છે કે સાલેમીખસના વખતમાં મિસરમાંથી યહુદીઓ આબિસીનીઆ (હબસી દેશ) સુધી ગયા હશે, જેના વંશજો હજી પણ ત્યાં ફેલસ્યાન નામથી છે. આ હબસી ખોજો થએલા યહુદીઓમાંનો હોઇ પોતાની ફરજ પ્રમાણે પવિત્ર નગર યરૂશાલેમમાં

ભજન કરી પાછો પોતાને વતન જતાં વખતનો સારો ઉપયોગ કરતાં રથમાં બેઠો બેઠો યશાયાહ ભવિષ્યવાદીના પુસ્તકમાંથી વાંચતો હતો. જે વચનો તે વાંચતો હતો તે યશાયાહનાં ભવિષ્ય ગ્રંથના ત્રેપનમા અધ્યાયમાંથી હતાં, એટલે કે "ઘેટાંની પેઠે મારી નંખાવાને તે લઇ જવાયો, ને જેમ હલવાન પોતાના કાતરનારની આગળ અણબોલ્યું રહે છે, તેમ તેણે પોતાનું મ્હો ઉઘાડ્યું નહિ; તેની દીનાવસ્થામાં તેનો ન્યાય ડુબી ગયો, ને તેનો જીવ પણ પૃથ્વી પરથી કડડાયો, માટે તેની પેઢીનું વર્ણન કોણ કહી દેખાડશે?" આ વખતે ફીલીપ દોડતો દોડતો રથની સંઘાતે થઇ ગયો, અને ખોજાને પુછ્યું કે જે તું વાંચે છે તે શું તું સમજે છે? ખોજો બિચારો વાંચતો હતો પણ ભવિષ્યવાદી કોણના વિષે આ વાત લખે છે તે તે સમજતો નહોતો. જેથી ફીલીપને પોતાના રથમાં બેસવા અને તે વાત પોતાને સમજાવવાને તેણે વિનંતી કીધી. ફીલીપે એજ વચનોથી તેને ઇસુ વિષેની માહિતી આપી, અને જ્યારે ખોજો બરોબર સમજ્યો કે ઇસુ તેજ આવનાર મસિહ છે ત્યારે તેણે બાપ્તિસ્મા લઇ ખ્રીસ્તને કબુલ કીધો. ત્યારબાદ ફીલીપે કાઇસારી-આમાં તથા બીજાં શહેરોમાં પણ સુવાર્તાનું કામ કર્યું.

આ અરસામાં પીતર પણ સુવાર્તાને અર્થે બહાર નીકળેલો દેખાય છે. સમરૂનીઓમાં ફર્યા બાદ તે પાછો યોહાનની સાથે યરૂશાલેમમાં આવ્યો, અને યરૂશાલેમની મંડળીને ત્યાંની હકીકત કહીને ફરીથી તે "સઘળા પ્રાંતોમાં" ફરવા લાગ્યો. લુદા નામના ગામમાં તેણે એનયસ નામના આઠ વર્ષથી પીડાતા પક્ષઘાતીને સાજો કર્યો. આ ચમત્કારથી લુદા તથા સારોનના રહેવાસીઓ પ્રભુની ગમ ફર્યા. જોપ્પામાં તાબીથા જેનો અર્થ દરકાસ એ નામની એક શિષ્યેણુ જે મરી ગઇ હતી તેને પણ પીતરે જીવતી કરી. આ ચમત્કારથી જોપ્પામાં પણ ઘણાએ પ્રભુ પર વિશ્વાસ કર્યો. આ શહેરમાં સીમોન નામના એક ચમારને ત્યાં તે ઘણા દિવસ રહ્યો.

પીતર જોપ્પામાં હતો તે દરમ્યાન એક ખાસ બનાવ બન્યો, એટલે ઇટાલી કહેવાયલી પલટણનો કરનેલ્યસ નામનો એક વિદેશી સુબેદાર કાઇસારીયામાં રહેતો હતો. "તે માણસ ધાર્મિક હતો, ને પોતાના ઘરનાં સહુ સુદ્ધાં દેવનું ભય રાખતો, ને લોકોને ઘણાં દાન આપતો, ને નિત્ય દેવની પ્રાર્થના કરતો હતો" તેને પ્રભુએ દર્શન આપીને કહ્યું કે, "તારી પ્રાર્થનાઓ તથા તારાં દાન દેવની આગળ યાદગીરીને સારૂ પહોંચ્યાં છે. અને હવે તું જોપામાં માણસો મોકલીને સીમોન જેનું બીજું નામ પીતર છે તેને તેડાવ અને હવે તારે શું કરવું તે સર્વ તે તને કહેશે" તે પ્રમાણે કરનેલ્યસે પોતાના બે નોકરોને તથા પલટણમાંથી એક ધાર્મિક સીપાઇને પીતરને તેડવાને મોકલ્યા.

આ દરમ્યાન પીતરને પણ એક દર્શન થયું. પોતાની બપોરની પ્રાર્થના કરવાને તે ઘરના ધાબાપર ગયો હતો. પ્રાર્થના કરી રહ્યા બાદ જમવાનો વખત થઇ જવાથી તેને ભૂખ લાગી. બપોરનું જમવાનું તૈયાર નહિ હોય અથવા તૈયાર થતાં વાર લાગવાની હતી, એ તકનો લાભ લઇ તે ધાબાપર એકાંતે પ્રાર્થનામાં પોતાનો વખત ગાળવાને ગયો હશે. એવામાં તે મૂર્છાગત થઇ ગયો "અને આકાશ ઉઘડેલું તથા એક વાસણ મોટી ચાદરના સરખું ચારે ખુણે બાંધેલું તથા ધરતી પર પોતાની પાસે ઉતરી આવતું તેણે દીઠું; તેમાં પૃથ્વી પરનાં સઘળી જાતનાં ચોપગાં તથા રાનપશુઓ તથા પેટે ચાલનારાં તથા આકાશનાં પક્ષીઓ હતાં." અને એક એવી વાણી પીતરના સાંભળવામાં આવી કે "પીતર, ઉઠ, માર ને ખા." પીતર યહુદી હતો. ચાદરમાં યહુદી નિયમશાસ્ત્ર પ્રમાણે સઘળી જાતનાં શુદ્ધ તથા અશુદ્ધ જાનવરો તેણે જોયાં. સઘળાં એકજ વાસણમાં ભેગાં હતાં. પીતરને ખબર તો પડી ગઇ કે આ દર્શન અને આ વાણી પ્રભુ તરફથી છે. છતાં તે સામો જવાબ આપે

છે કે, પ્રભુ મેં હજી કોઇ દીવસ કોઈ અશુદ્ધ ચીજ ખાધી નથી; જેના જવાબમાં પ્રભુએ તેને કહ્યું કે "દેવે જે શુદ્ધ કીધું છે તેને તું અપવિત્ર ન સમજ." પીતર જાગૃત થઇ દર્શનનો હેતુ શો હશે તે વિષે વિચાર કરતો નીચે જમવાને આવતો હતો એટલામાં દરવાજા પાસે કરનેલ્યસના મોકલેલા ત્રણ માણસો તેને શોધતા આવી લાગ્યા. કરનેલ્યસના માણસોની વાત સાંભળીને પીતર પોતાના દર્શનનો અર્થ સમજી ગયો, અને પોતાની સાથે જોપ્પાના છ ભાઇઓને લઇને પ્રભુના હુકમ મુજબ તે કાઇસારીઆ ગયો.

પીતર કાઇસારીઆમાં આવી પહોંચ્યો ત્યારે ત્યાં તેણે ઘણાં-એક માણસોને કરનેલ્યસને ઘેર ભેગાં થઇ તેની રાહ જોતાં દીઠાં. કરનેલ્યસે પીતરને પોતાની હકીકત તથા તેને અહિં તેડી મંગાવવાનું કારણ કહી સંભળાવ્યું, ત્યારે પીતરે ભેગાં થએલાંઓની આગળ નીચે પ્રમાણે ભાષણ કીધું:—

દેવની પાસે પક્ષપાત નથી, પણ દરેક દેશમાં જે કોઇ તેનાથી બીહે છે અને ન્યાયીપણું કરે છે તે દેવને માન્ય છે. ખ્રીસ્ત સર્વનો પ્રભુ છે અને તેના કુશળતાના સમાચાર કેવળ યહુદીઓને માટે નહિ પણ સર્વ જનને માટે છે. ખ્રીસ્ત પોતે સમયની સંપૂર્ણતાએ અવતાર ધરીને સૃષ્ટિમાં આવ્યો. તે પ્રગટ થયો એટલુંજ નહિ, પણ પરાક્રમ સહિત પ્રગટ કરાયો, કેમકે દેવ તેની સાથે હતો. જો કે ખ્રીસ્ત એટલો બધો પરાક્રમી દેખાયો તોપણ યહુદીઓએ તેને ઝાડપર ટાંગીને મારી નાખ્યો, પણ દેવે ખ્રીસ્તને મુએલામાંથી ઉઠાડયો, તે વિષે અમે પંડે તેના શાક્ષીઓ છીએ. એ ઇસુનું સ્વર્ગારોહણ થયું છે. હાલ તે માણસનો તારનાર છે, અને અંતે જીવતાંઓનો તથા મુએલાંઓનો ન્યાયાધીશ પણ થશે, જે કોઇ તેના પર વિશ્વાસ કરે તે પાપની માફી પામશે.

પીતર હજી તો બોલતો હતો એટલામાં જેઓ ભેગાં થયાં હતાં તેમના પર પવિત્ર આત્માની વૃષ્ટિ થઇ, અને તેઓ અન્ય ભાષાઓ બોલવા લાગ્યા. આ જોઇને જે યહુદી ખ્રીસ્તીઓને પીતરે જોપ્પાથી પોતાની સાથે શાક્ષીઓ તરીકે આણ્યા હતા તેઓ પણ અજાયબ થયા. પીતર પણ હવેજ પોતાના દર્શનનો ખરો અર્થ સમજ્યો મારાં બીજાં ઘેટાં પણ છે કે જેઓ આ વાડામાંનાં નથી—સ્વામીના આ શબ્દો તેને આ વખતે યાદ આવ્યા હશે. દુનિયાના ચારે ખૂણામાંથી પોતાનાં ઘેટાંને સમેટી એકઠાં કરવાની આજ્ઞા કરતાં તેને તથા તેના સાથી પ્રેરિતોને પ્રભુએ જે હુકમ આપ્યો હતો કે "સર્વ દેશનાઓને શિષ્ય કરો" તેનો અર્થ તે અત્યારે બરોબર સમજ્યો. ઇશ્વર આગળ કોઇ શુદ્ધ કે અશુદ્ધ નથી, પણ તારણની સુવાર્તા દરેક મનુષ્ય જાતને માટે છે. ત્યાર બાદ કરનેલ્યસને તથા જેઓ તેના ઘરમાં ભેગાં થયાં હતાં તે સર્વને બાપ્તિસ્માદ્વારાએ મંડળીમાં દાખલ કરવામાં આવ્યાં. અને તેઓને વિશ્વાસમાં બળવાન કરવાને પીતર કેટલાક દિવસ કરનેલ્યસને ઘેર રહ્યો.

પણ જ્યારે પીતર કાઇસારીઆથી પાંછો યરૂશાલેમ ગયો, અને યરૂશાલેમના યહુદી ખ્રીસ્તીઓએ સાંભળ્યું કે તેણે વિધર્મિઓની સાથે ખાધું પીધું તથા તેમની જોડે રહ્યો, અને તેમને મંડળીમાં લીધા છે, ત્યારે બધા તેના પર ઉખડી પડયા, ને પીતરના કામને વખોડી કાઢતાં કહેવા લાગ્યા કે તેણે બેસુનતીઓની સાથે ખાધું ને એમ કરીને મુસાના નિયમનું ઉલ્લંઘન કીધું છે. પણ જ્યારે પીતરે તેમની આગળ પોતાના દર્શનની હકીકત, ઇશ્વરનો હુકમ, તથા સભામાં જે બન્યું તે કહી સંભળાવતા કહ્યું કે "હું કોણ કે ઈશ્વરને રોકું," એટલુંજ નહિ પણ જોપ્પાના છ ભાઇઓ સાક્ષી તરીકે તેણે લીધા હતા, ત્યારે આ બધું સાંભળીને યરૂશાલેમની

મંડળીના ભાઇઓ છાના રહ્યા ને દેવને મહિમા આપતાં કહ્યું કે દેવે વિદેશીઓમાં પણ જીવનને સારૂ પસ્તાવો આપ્યો છે. એ પ્રમાણે વિદેશીઓને માટે સુવાર્તાનો દરવાજો ખુલ્લો કરાયો.

———:०:———

## ૮. અંત્યોખ—ખ્રીસ્તીઓનું બીજું મુખ્ય મથક.

અને યરૂશાલેમમાં જે સતાવણી થઇ હતી તેને લીધે ઘણાએક ભાઇઓ ફેનીકે, કુપ્રસ તથા અંત્યોખ લગી વેરાઇ ગયા હતા. તેઓમાંના કેટલાએકે અંત્યોખમાં હેલેનીઓની આગળ સુવાર્તા પ્રગટ કરી.

અંત્યોખ તે જમાનામાં એક મોટું ને આબાદ શહેર હતું. એશિયા માઇનરમાં ભૂમધ્ય સમુદ્રથી આસરે ૧૬ માઇલ પર ઑરેન્તીસ નદીના તટ પર આવેલું હતું, અને યરૂશાલેમથી ઉત્તરે લગભગ ૩૦૦ માઇલ પર હતું. ઇ. સ. પૂ. ૩૦૦માં ગ્રીક બાદશાહતથી વસાવાયલું હોઇ પુરાતન વખતમાં સીરિયાની રાજધાનીનું શહેર હતું. પાઉલના જમાનામાં આ શહેર રૂમી બાદશાહતમાં એશિયા પ્રાંતનું મુખ્ય શહેર હતું, અને તે વખતનાં દુનિયાનાં મોટાં શહેરોમાં ત્રીજા નંબરનું ગણાતું. ઘણાંએક સૈકાંથી તે મુસલમાનોના કબજામાં છે, અને એક પછી એક ઘણીએક આફતો શહેરપર આવી પડવાથી આજે ત્યાં મહેલો, મંદીરો, તથા સુંદર મકાનોને ઠેકાણે માટીનાં તથા લાકડાંનાં ઘરો જોવામાં આવે છે. હાલ તે આન્તાકીઆના નામથી ઓળખાય છે.

પાઉલના જમાનામાં અંત્યોખ વેપાર રોજગારમાં આબાદ તથા રૂમી પ્રાંતનું મુખ્ય શહેર હોવાથી ઘણીએક દેશજાતીઓ ત્યાં આવીને વસી હતી. યહુદી તેમજ ગ્રીક વેપારીઓ મુખ્ય હતા. અસલ ગ્રીક બાદશાહતથી વસાયલું હોવાથી શહેરની વસ્તીનો મોટો

ભાગ ગ્રીક હતો. આ લોકોમાં સતાવણી વખતે વેરાઇ ગએલા ભાઇઓએ સુવાર્તાનું કામ ઉઘાડયું હતું. આ ભાઇઓએ પીતર તથા ફીલીપના કામ વિષે સાંભળ્યું હશે; અને સાંભળ્યા પછીજ તેઓએ વિદેશીઓમાં સુવાર્તાનું કામ કરવાની હિંમત ધરી હશે; કારણ કે અત્યાર આગમચ તેઓએ "યહુદીઓ વગર કોઇને વાત પ્રગટ કરી નહોતી." પણ જ્યારે તેઓએ સાંભળ્યું કે બારમાંનો મુખ્ય જેને ખ્રીસ્તની સુવાર્તાની કુંચીઓ સોંપવામાં આવી છે, તેણે વિદેશીઓને માટે સુવાર્તાનો દરવાજો ખોલ્યો છે, ને વિદેશી કરનેલ્યસને તથા બીજાઓને મંડળીમાં લીધા છે, ત્યારે તેઓએ પણ અંત્યોખના હેલેનીઓમા સુવાર્તાનું કામ શરૂ કર્યું; અને પ્રભુનો હાથ તેમની સાથે હોવાથી અંત્યોખમાંના ઘણા વિશ્વાસ કરીને પ્રભુની ગમ ફર્યા.

જ્યારે આ સમાચાર યરૂશાલેમની મંડળીમાં પહોંચ્યા ત્યારે અંત્યોખમાં ચાલતા કામની તપાસ કરવાને તેઓએ બાર્નાબાસને મોકલ્યો, "કેમકે તે સારો માણસ ને પવિત્ર આત્માએ તથા વિશ્વાસે ભરપુર હતો," અહિં જે કામ ચાલતું હતું તે જોઇએ તેને ઘણો આનંદ થયો, કેમકે તેને લાગ્યું કે આ કામ પ્રભુથી છે, તેથી તેણે પણ કામમાં આગેવાન તરીકે ભાગ લીધો અને "મનના ઠરાવથી પ્રભુને વળગી રહેવાનો બોધ કરવા લાગ્યો." અહિંનું કામ થોડાજ વખતમાં પુષ્કળ વધવા લાગ્યું, કારણ કે "ઘણા લોક પ્રભુની ગમ મેળવાયા." બાર્નાબાસને હવે કોઇ ઉત્સાહી મદદનીશની જરૂર જણાઇ, અને વિચાર કરતાં તેને પાઉલ યાદ આવ્યો. પાઉલની આસ્થા તથા ઉત્સાહથી તે અજાણ્યો નહોતો, તેથી તેને લાગ્યું કે પાઉલ અહિંના કામને માટે ખરેખરો યોગ્ય મદદનીશ છે એમ જાણી તારસસ જે અંત્યોખથી ઘણે દુર નહોતું ત્યાં તેની શોધમાં ગયો; અને તેને શોધી કાઢી પોતાની સાથે લઇને પાછો આંત્યોખમાં આવ્યો.

પાઉલ જે વખતની રાહ આતુરતાથી જોતો હતો તે વખત હવે તેને હાથ લાગ્યો. વિદેશીઓને સુવાર્તા પ્રગટ કરવાના કામમાં હવે તે પુરા જોસભેર કુદી પડ્યો, અને થોડાજ વખતમાં તો મંડળી એટલી મોટી અને પ્રખ્યાત થઇ કે વિધર્મિઓએ તેમને એક નવું નામ આપ્યું. વિધર્મિઓ તેમને "ખ્રીસ્તીઓ"ના નવા નામથી ઓળખવા લાગ્યા, જે નામ અત્યાર સુધી ખ્રીસ્ત પર વિશ્વાસ કરનાર દરેકને અતિ પ્રિય થઇ પડયું છે. અહિં લગભગ એક વર્ષની અંદર તો એક મોટી મંડળી સ્થાપન થઇ, અને અંત્યોખ, લગભગ પાંચ લાખની વસ્તી વાળું શહેર હવે યરૂશાલેમને બદલે ખ્રીસ્તીઓનું હેડ ક્વોર્ટર્સ કે મુખ્ય મથક ગણાવા લાગ્યું.

આ દરમ્યાન યરૂશાલેમથી કેટલાએક ભવિષ્યવાદીઓ અંત્યો-ખમાં આવ્યા જેઓમાંના આગાબસે આવનાર દુકાળ વિષે ભવિષ્ય કહ્યું. આવા વખતમાં યહુદાના ગરીબ ભાઇઓને મદદ કરવાને અંત્યખની મંડળીએ ઉઘરાણું કર્યું, અને બાર્નાબાસ તથા પાઉલને આ દાનધર્મ લઇને યરૂશાલેમના વડીલો પાસે મોકલ્યા. યરૂશાલેમ આવ્યા બાદ તેમને માલમ પડયું કે મંડળી પર એક બીજી સતા-વણી ચાલુ હતી. થોડાજ વખત પર બારમાંના સૌથી નાનાને એટલે યોહાનના ભાઇ યાકુબને હેરોદ અગ્રીપાએ મારી નાંખ્યો હતો, અને બારમાંના મુખ્યને એટલે પીતરને પણ કેદમાં પુરેલો હતો, ને બીજે દિવસે તેને પણ મારી નાંખવાનો હેરોદનો ઇરાદો હતો. પણ યરૂશાલેમની મંડળી પોતાના વ્હાલા વડીલનો જીવ બચે માટે એક ચિત્તે ખ્રીસ્તની વિનંતી કરી રહી હતી અને જો બાર્નાબાસ તથા પાઉલ આ અરસામાં યરૂશાલેમમાં હાજર હતા તો તેઓએ પણ માર્કની મા મરિયમના ઘરમાં પ્રાર્થનામાં ભાગ લીધો હતો. ઇશ્વરે પોતાના ભકતોની પ્રાર્થના સાંભળીને પીતરને અજાયબ રીતે પોતાના દુતના મારફતે કેદમાંથી છોડાવ્યો.

આ રીતે યરૂશાલેમની મુલાકાત લઇ દાનધર્મ વડીલોને સોંપી બાર્નાબાસ તથા પાઉલ અંત્યૂખમાં પાછા આવ્યા; અને બાર્નાબાસના ભાણેજ યોહાન માર્કને પણ પોતાની સાથે લેતા આવ્યા. અહીં કેટલોક વખત કામ કર્યા બાદ પવિત્ર આત્માની પ્રેરણાથી સુવાર્તાને લગતા કામને અર્થે એક નવી હિલચાલ ઉભી થઇ, જેને અંગે મંડળીએ બાર્નાબાસ તથા પાઉલને અભિષિક્ત કરીને વિદેશીઓમાં ધર્મપ્રસાર કરવા સારૂં મોકલ્યા.

પાઉલની ધર્મપ્રસારક મુસાફરીઓ શરૂ કર્યા પહેલાં આપણે જોઇએ કે જે દેશજાતિઓને જીતવાને તે બહાર પડ્યો હતો તે કોણ અને કેવી હતી, કારણ કે તે જમાનાનો ટુંક ઇતિહાસ પણ અત્રે જરૂરનો છે.

---

## ૯. પાઉલની સમકાલિન દુનિયા.

પાઉલના વખતની જાણીતી દુનીયા એટલી નાની હતી કે એક બે ઇશ્વરપ્રેરિત માણસો પણ તેને આત્મિક રીતે જીતી શકે એમ હતું. વળી ખ્રીસ્તીઓનું જે નવું દળ તેને જીતવાને તેની સામા ઉભું થયું હતું તેને ભેટવાને તે અજાયબ રીતે તૈયાર કરાયલી હતી.

આ નાની સૃષ્ટિ ભૂમધ્ય સમુદ્રની આજુબાજુ એક સાંકડી પટીને આકારે હતી; એટલે કે યુરોપ ખંડના દક્ષિણ પ્રદેશો જે તમામ મનુષ્યજાતનું ધ્યાન ખેંચી રહ્યા હતા તે, તથા એશિયાના પશ્ચિમના પ્રદેશો, અને આફ્રિકાનો ઉત્તર ભાગ. આ નાની દુનીયામાં ત્રણ મુખ્ય શહેરો હતાં. આથેન્સ, રૂમ, તથા યરૂશાલેમ,—જેમાં ત્રણ મુખ્ય દેશજાતિઓ,—ગ્રીક, રૂમી, તથા યહુદી—પોતપોતાનો સ્વાર્થ શોધતી જણાતી હતી. આ ત્રણે દેશજાતિઓએ વારા ફરતી આ વખતની જાણીતી સૃષ્ટી પર હકુમત મેળવી હતી. દરેક પોતાના

બાહુબળથી તેને જીતીને સર કરી હતી, એમ તો નહિ, પણ આ ત્રણે કોમ તે વખતની આખી સૃષ્ટિમાં એવી અજાયબ રીતે વારાફરથી પ્રસરવા પામી હતી કે તેમની હૈયાતિનાં ઘણાંએક ચિન્હો આજ દિન સુધી પણ નજરે પડે છે.

આ સૃષ્ટિનો કબજો લેનાર પ્રથમ ગ્રીક લોકો હતા. તેઓ એક ચતુર તથા હોશિયાર પ્રજા હતી, વેપાર, વિદ્યા અને હુન્નરમાં તેઓ પ્રવિણ હતા. સૌથી પહેલાં તેમણે પોતાના દેશબંધુઓને દુનીયાની ચારે દિશાએ નવા પ્રદેશો અને નવી સૃષ્ટિ શોધવાને અને પોતાના દેશથી ઘણે દુર દુર વસવાને મોકલવા માંડયા. દરમ્યાન તેઓમાં આલેકશાંદર નામનો એક વીરનર ઉભો થયો જેણે પોતાની તરવારના બળથી તે વખતની આખી જાણીતી સૃષ્ટિ કબજે કરી, ને છેક હિન્દ સુધી પણ આવ્યો. આલેકશાંદર મોટાના મરણ પછી તેનું વિશાળ રાજ્ય તેના સુબાઓમાં વ્હેંચાઇ ગયું. એમ આ મોટા રાજ્યના ઘણાએક નાના નાના ભાગલા પડી ગયા; પણ જે ભુમી પર ગ્રીક લશ્કરે પગ મુકયો હતો, ત્યાં દરેક જગ્યાએ ગ્રીક ઐતિહાસીક ચિન્હોની યાદી રહેવા પામી હતી. ગ્રીક વિદ્વાનો અને વકતાઓ દેશે દેશ પોતાના દેશની વિદ્યા શીખવતા હતા. તે જમાનામાં દુનીયાના સૌથી વિદ્વાન પુરૂષો ગ્રીક પ્રજામાંના હતા. ગ્રીક વેપારીઓ ઘણાજ તવંગર તથા ધંધામાં કુશળ હતા. ગ્રીક શહેરો જેવાં કે મીસરનું આલેકશાંદ્રીઆ અને સીરીયાનું અંતેઓખ તે વખતની દુનીયાનાં શ્રેષ્ઠ અને આબાદ શહેરોમાંનાં હતાં. પણ તેમના આખી સૃષ્ટી પર વિખરાવામાં સૌથી અગત્યની બીના એ બની કે તેમની ભાષા તમામ સૃષ્ટીમાં એક સાર્વજનિક ભાષા થઇ પડી. લગભગ આખી સૃષ્ટીને ગ્રીક ભાષાની માહિતી હતી. યહુદી કોમ પણ પોતાનું શાસ્ત્ર ગ્રીક ભાષામાં વાંચતી હતી, કેમકે અસલ હેબ્રી ભાષા મૃત ભાષા થઇ ગઇ હતી. અને વિચાર કરતાં માલુમ પડે છે આ કાર્ય

ઇશ્વરી હતુ, કેમકે જયારે ખ્રીસ્તની સુવાર્તાને એવી એક સાર્વજનિક ભાષાની જરૂર હતી કે જેની મારફતે તે તમામ દુનિયાને તથા તેમાંની જુદી જુદી દેશજાતિઓને ખ્રીસ્તની સુવાર્તાનો સંદેશો પહોંચાડે. ત્યારે ઇશ્વરે અજાયબ જેવી રીતે આ ગ્રીક પ્રજાને તમામ સૃષ્ટી પર વિખેરીને આ રસ્તો ખુલ્લો કર્યો ! નવો કરાર પણ ગ્રીક ભાષામાં લખાયો હતો, અને જ્યાં જ્યાં ખ્રીસ્તી ધર્મના ઉપદેશકો ગયા ત્યાં તેઓ ગ્રીક ભાષામાં પોતાને ઓળખાવાને શક્તિવાન થયા હતા.

ત્યારબાદ આ સૃષ્ટિ પર હકુમત કરવાનો વારો રૂમીઓનો આવ્યો. શરૂઆતમાં તેમનો પ્રદેશ રૂમ શહેર તથા તેની આજુ બાજુનો નાનો પ્રાંત હતો, પણ ધીમે ધીમે તેઓ પોતાનો પ્રદેશ વધારતા ગયા અને લડાઇકળામાં એટલા બધા કુશળ થયા કે તેઓએ ગ્રીકોને પણ તાબે કર્યા. આલેકશાંદર મોટાએ તથા તેના અમીરોએ જે જે પ્રદેશો જીત્યા હતા તે બધા પોતાને કબજે કર્યા, અને લગભગ થોડાજ વખતમાં આખી જાણીતી દુનિયાના ધણી થઇ પડયા. પણ તેમનામાં ગ્રીકોની માફક વિદ્વતાના કે કેળવણીના ગુણો નહોતા. તેમનાં લક્ષણો લડવૈયાનાં હતાં. તેમણે માણસજાતમાંથી નાના નાના વિભાગો તોડી નાંખી તમામ મનુષ્ય જાતને એક બીજા સાથે સંપમાં રહેવાની ફરજ પાડી. દેશમાં મોટા મોટા ધોરી રસ્તાઓ તથા સડકો બાંધ્યાં, અને ઇજનેરી વિદ્યામાં એવા કુશળ નીવડયા કે તેમના બાંધેલા ઘણાએક રસ્તાઓ તથા સડકે હજી પણ હૈયતી ધરાવતાં તે વખતની રૂમી બાદશાહતને યાદ દેવડાવે છે. આ ધોરી રસ્તાઓ તથા સડકો પણ ખ્રીસ્તની સુવાર્તાને વેગે દોડી; અને રૂમી પ્રજા પણ ખ્રીસ્તની સુવાર્તાને મદદ કર્તા નીવડી એમ કહી શકાય, કારણ કે તેમની હકુમતમાં ખ્રીસ્તી ઉપદેશકોને એક દેશથી બીજે દેશ, પૃથ્વીના છેડા સુધી ફરીને સુવાર્તાનો લાભ આખી દુનિયાને પમાડવાને કાયદાની રૂએ કંઇ અગવડ પડી નહિ.

આ દરમ્યાન એક ત્રીજી, જુની અને જાણીતી પ્રજા પણ આખી સૃષ્ટી પર પ્રસરી જવા પામી હતી. યહુદી પ્રજા ગ્રીક અને રૂમીઓની માફક પોતાની તરવારના બળે આખી પૃથ્વી પર વિખરાવા પામી નહોતી. ઘણાંએક સૈકાથી તેઓ એમ માની બેઠા હતા કે અમારી કોમમાં એવો એક લડાયક શુરવિર પેદા થશે જે વિદેશીઓને તારાજ કરી અમને પુરા સ્વતંત્ર કરશે. પણ તેમની માન્યતાનો તો કોઇ શુરવીર તેમની કોમમાં પેદા થયો નહિ. સુધારાના મધ્ય બિંદુમાં તેમને ઘણીજ શાંત રીતે આવવાનું હતું. માલાખી અને માત્થીની વચ્ચેનાં લગભગ ચાર સૈકામાં તેમની રહેણીકરણી અને રીતરીવાજોમાં જે જે ફેરફારો થવા પામ્યા તેવા બીજી કોઈ પ્રજામાં થવા પામ્યા નથી. અલબત આ બધા બનાવોનો ઇતિહાસ આપણી પાસે પવિત્ર શાસ્ત્રમાં નથી. પણ તેમનો આ ચાર સૈકાનો ઇતિહાસ વાંચતાં ઘણોજ અગત્યનો માલુમ પડે છે. જુના કરારમાં આપણે યહુદીઓને તેમના દેશ પાલેસ્ટાઇનને વળગી રહેલા તથા મુખ્યત્વે કરીને ખેતીવાડીના ધંધામાં રોકાએલા અને વિદેશીઓના રીતરીવાજો પોતામાં ન પેસવા પામે માટે પોતાને આતુરતાથી સંભાળતા દેખીએ છીએ, અને હજી નવા કરારના જમાનામાં પણ તેઓ પોતાના પવિત્ર શહેર યરૂશાલેમને ચીવટથી વળગી રહેલા દેખાય છે. પણ હવે તેઓએ ખેતી-વાડીનો ધંધો છોડી, વેપારરોજગાર તરફ અજાયબ જેવી ઉત્કંઠાથી ધીમે ધીમે ધ્યાન લગાડવા માંડયું. અને એ હેતુથી તેઓ થોડાજ સમયમાં આખી દુનિયામાં સર્વ સ્થળે વિખેરાઇ ગયા. આફ્રીકા, એશીયા, યુરોપ, અને દુનિયામાં એવું એક પણ શહેર નહિ હતું કે જ્યાં યહુ-દીઓ જોવામાં ન આવે. આ બનાવ કેવી રીતે અને ક્યારે બનવા પામ્યો તે શોધી કાઢવું મુશ્કેલ છે, પણ આ ફેરફાર ખરેખર ખ્રીસ્તી ઇતિહાસમાં ઘણીજ અગત્યતા ધરાવે છે, કારણ કે જ્યાં જ્યાં યહુદીઓ ગયા ત્યાં ત્યાં તેમણે પોતાનાં [illegible]નો બાંધ્યાં; તેમનું

પવિત્ર શાસ્ત્ર તથા એકજ સત્યદેવ પર વિશ્વાસ તેમની સાથે હતાં. આ સભાસ્થાનોએ ઘણાએક વિદેશીઓને આકર્ષ્યા, અને ઘણાઓએ યહુદી ધર્મ સ્વીકાર્યો. વિદેશીઓના ધર્મો આ વખતે ઘણીજ દુર્બળ સ્થિતિમાં હતા. નાની નાની પ્રજાઓનો વિશ્વાસ તેમનાં દેવદેવીઓ પરથી તદ્દન ઉડી ગયો હતો, કારણ કે તેઓ તેમને વિજયી ગ્રીક તથા રૂમીઓની તરવારથી બચાવી શક્યાં નહોતાં, અને એવીજ રીતે વિજયી પ્રજાઓનો ભરોસો પણ ધીમે ધીમે પોતાના દેવતાઓ પરથી ઓછો થવા પામ્યો હતો. તે એક નાસ્તિક તથા ભ્રષ્ટતાનો જમાનો હતો. પણ કુદરત હમેશાં પોતાનું કામ માણસજાતના હૃદયોમાં કર્યાજ કરે છે, અને આ બધી દેશજાતીઓ આ વખતે એક સત્ય ધર્મની શોધમાં હતી, અને ઘણા જણ અગણિત દેવદેવીઓને માનવાનું છોડી યહુદી ધર્મમાં મળી એકજ દેવને માનવા લાગ્યા; જેથી જ્યાં જ્યાં ખ્રીસ્તી ધર્મના ઉપદેશકો જતા ત્યાં ત્યાં તેમને એવા ઘણા માણસો મળતા કે જેમની સાથે તેમને ઘણાંએક ધાર્મિક સિદ્ધાંતો મળતાં આવતાં હતાં. જ્યાં જ્યાં તેઓ ગયા ત્યાં ત્યાં તેમનો પ્રથમ ઉપદેશ યહુદીઓના સભાસ્થાનોમાં હતો, તેમના પ્રથમ શિષ્યો યહુદીઓમાંથી કે થએલા યહુદીઓમાંથી હતા, અને એમ આ સભાસ્થાન તે એક પુલ સમાન હતું કે જે પર થઇને ખ્રીસ્તની સુવાર્તા વિદેશીઓમાં જવા પામી.

પાઉલ જે વખતે સૃષ્ટિને જીતવાને બ્હાર પડયો તે વખતે દુનિયાની આ સ્થિતિ હતી. આખી પૃથ્વીમાં ગ્રીક, રૂમી તથા યહુદી, આ ત્રણ કોમની સત્તા કે હકુમત પ્રસરેલી હતી; પણ પાઉલનાં ભાષણો તથા તેની મુસાફરીઓ વિષે વાંચતાં માલુમ પડે છે કે આ ત્રણ કોમ સિવાય બીજી બે નાની કોમ પણ હતી, જેઓને આપણે અત્રે ભુલી જવી જોઇએ નહિ, કારણ કે તેઓમાંથી પણ ખ્રીસ્તી ધર્મના ઉપદેશકોને ઘણાએક શિષ્યો મળ્યા હતા; એટલે કેટલાએક

દેશોમાં તેમના અસલ વતનીઓ હજી હતા, તથા ઘણાએક ગુલામો હતા. આ ગુલામો લડાઇઓમાં પકડાયલા કેદીઓ કે તેમના વંશજો હતા, જેમને તેમના ધણીઓની જરૂરીઆત અને જોગવાઈ મુજબ એક જગ્યાએથી બીજી જગ્યાએ અને એક શહેરથી બીજે શહેર રખડાવવામાં આવતા હતા; અને ખ્રીસ્તી ધર્મ જેનો મુખ્ય ઉદ્દેશ દુનિયાના ગરીબોને તથા કંગાળોને સુવાર્તાનો સંદેશો પહોંચાડવાનો હતો તે આવી અધમ અને કંગાળ કોમને વિસરી જાય એ ખરેખર બનવાજોગ નહોતું. અલબત તે વખતની મોટી પ્રજાઓ, જેમના હાથમાં દુનિયાનું કિસ્મત હતું તેમની સાથેની ખ્રીસ્તી ધર્મની લડત આપણું ધ્યાન ઘણી વખતે ખેંચે છે, તો પણ આપણે ભુલી જવું નહિ કે સુવાર્તાનો ખરેખરો વિજય તો દુનિયાના ગરીબોને તથા કંગાળોને ઉત્સાહી તથા આનંદી બનાવવામાંજ હતો.

---:o:---

## ૧૦. પાઉલની ધર્મપ્રસારક પહેલી મુસાફરી.

શરૂઆતથીજ ખ્રીસ્તી ઉપદેશકોનો એવો રીવાજ હતો કે સુવાર્તાને અર્થે એકલા જવું નહિ પણ બબ્બેની જોડી બનીને બહાર જવું. આપણા તારનારે પણ બબ્બેને મોકલ્યા હતા; પણ પાઉલ આ રીવાજમાં જરા સુધારો કરતાં એક ત્રીજાને પણ પોતાની સાથે લે છે. આ પ્રથમ મુસાફરીમાં પાઉલના સાથીઓ બાર્નાબાસ તથા તેનો ભાણેજ યોહાન માર્ક હતા. યોહાન માર્ક જુવાન હોવાથી આ બે ઉપદેશકોએ તેને કદાચ મુસાફરીમાં વ્યવસ્થાને ખાતર એક મદદનીશ તરીકે લીધો હશે.

આપણે જોઇ ગયા છીએ કે પાઉલને શોધી લાવનાર તથા બીજી કેટલીક પ્રકારની મદદ આપનાર બાર્નાબાસ હતો, કારણ કે તે તેને તારસસથા અંત્યોખમાં લઇ આવ્યો હતો, અને તેથી જયારે તેઓ

પોતાની મુસાફરીનાં નીકળ્યા ત્યારે બાર્નાબાસ તેઓમાં એક અગ્રેસર જેવો દેખાયો. ખ્રીસ્તી મંડળમાં પણ તે એક માનવંત સભ્ય ગણાતો હતો. પચાસમે દિવસે ખ્રીસ્તી થયા બાદ તેણે મંડળીમાં ઘણો આગેવાનીભર્યો ભાગ લીધો હતો. તે કુપ્રસ બેટનો એક માનવંત તથા આબરૂદાર ગ્રહસ્થ હતો. પણ ખ્રીસ્તી થયા બાદ તેણે પોતાની બધી મિલ્કત વેચીને પ્રેરિતોના પગ આગળ મુકી હતી, અને ત્યાર બાદ તેની આસ્થા જોઇને યરૂશાલેમના ભાઇઓ તેને અહીં તહીં જ્યાં જ્યાં જરૂર પડે ત્યાં સુવાર્તાના કામને અર્થે મોકલતા હતા, કારણ કે તે એક વકતા હતો. અને તેથીજ તેને "સુબોધનો દીકરો" એવું ઉપનામ પણ આપવામાં આવ્યું હતું. વળી તેનો દેખાવ પણ એક ઉમરાવના જેવો હતો. તેમની મુસાફરીમાં આગળ જતાં એક બનાવ બનવા પામે છે જે આ બે ઉપદેશકોની છબી આપણને બતાવી આપે છે એટલે કે જ્યારે લુસ્ત્રાના માણસોએ તેમને દેવો તરીકે માની લીધા ત્યારે તેઓએ બાર્નાબાસને જુસ (Gupitor) અને પાઉલને હેર્મેસ (Mercury) કહયો. હવે જુસ દેવતા હમેશાં પ્રતાપી, તેજસ્વી, મયાળુ, અને કદાવર એવા રૂપમાં ઓળખાતો, જ્યારે હેર્મેસ દેવો અને માણસો મધ્યે નાનો, ઉતાવળો અને ચાલાક ખેપીઆના રૂપમાં ઓળખાતો હતો.

હવે મુસાફરીની શરૂઆતમાં એમ દેખાયું કે માયાળુ ને પ્રતાપી બાર્નાબાસ મુસાફરીમાં આગેવાન હતો, જ્યારે પાઉલ—દેખાવમાં નાનો, પણ આતુર-સાથી કામદાર જેવો હતો. મુસાફરીમાં જે દિશા તેમણે પસંદ કરી તે પણ બાર્નાબાસની પસંદગી હોય એમ દેખાય છે. તેઓ પ્રથમ પવિત્ર આત્માથી મોકલાયલા થઇને સલુકીઆ બંદરેથી વહાણમાં બેસીને કુપ્રસ બેટમાં આવ્યા. આ બેટ સલુકીઆથી ૮૦ માઇલને અંતરે હોવાથી તેઓ કદાચ એકજ દિવસમાં ત્યાં પ્હોંચ્યા હશે. આ બાર્નાબાસનું વતન હોવાથી અહીં તેના ઘણાએક મિત્રો

તથા એ બીાઓ હતા, અને કદાચ ત્યાં તેનાં સગાંવહાલાં પણ હશે કારણ તે એક લેવી કુળમાંનો યહુદી હતો, અને એમ જણાય છે કે પોતાના વતનમાં પોતાના મિત્રો તથા ઓળખીતાઓને સુવાર્તાની વધામણી સંભળાવવાને બાર્નાબાસ ઘણોજ આતુર હતો, નહિ તો તેઓ આ દિશા પડતી મુકીને કદાચ બીજી કોઇ દિશા તરફ જાત.

બેટના અગ્નિ કોણ પર સાલામીસ નામનું બંદર હતું ત્યાં તેઓ પ્રથમ આવ્યા, અને યહુદીઓના સભાસ્થાનમાં જઇને તેમને સુવાર્તા સંભળાવી. ત્યાર બાદ તેઓ તે આખા બેટમાં ફર્યા અને સુવાર્તાનું બીજ આખા બેટમાં વાવ્યું; એમ ફરતાં ફરતાં બેટના મુખ્ય શહેર પાફસમાં આવ્યા.

જો કે બાર્નાબાસ અત્યાર સુધી મુસાફરીમાં આગેવાન જેવો દેખાયો તો પણ તે ભલા પ્રેરિતને એમ લાગ્યું હશે કે યોહાન બાપ્તિસ્મીએ તારનારને માટે જે શબ્દો વાપર્યા હતા તેજ શબ્દો પોતે પણ પોતાના સાથીને માટે વાપરે, એટલે કે "તેણે વધતા જવું, પણ મારે ઘટતા જવું," અને ખરેખર બન્યું પણ એમજ, જેવું તેમનું કામ પૂર જોશમાં શરૂ થયું કે તરતજ તેમનો પ્રથમનો સંબંધ બદલાઇ ગયો. પાફસમાં આ બદલાણ થવા પામ્યું. પાફસ "વેનીસ" નામની દેવીની પૂજાનું સ્થળ હતું. લોકોની માન્યતા એવી હતી કે દેવીનો જન્મ તેજ જગ્યાએ દરિયાનાં મોજાંના ફીણમાંથી થયો હતો, તેની પૂજાને નિમીતે ત્યાં ઘણોજ ભ્રષ્ટાચાર તથા બદફેલી ચાલતાં, વરસમાં એક વાર ત્યાં મોટો મેળો ભરાતો હતો. આ વખતે ગ્રીક પ્રજામાં નીતિનો કેટલે દરજ્જેજ નાશ થવા પામ્યો હતો, તેનો આબેહુબ ચિત્તાર દેખાતો હતો.

પાફસ શહેર સાઇપ્રસ બેટનું મુખ્ય શહેર હોવાથી રૂમી હાકેમ કે સુબો ત્યાં રહેતો હતો, જેનું નામ સરજીયસ પાઉલ હતું. તેના વિષે એમ કહેલું છે કે તે બુદ્ધિવાન માણસ હતો. તેણે સુવાર્તા

સાંભળવાને ચાહ્યું, પણ તેના દરબારમાં એક માયાક્રિયા કરનારો જુઠો ભવિષ્યવાદી હતો, તેણે જોયું કે જો હાકેમ સુવાર્તા સાંભળશે તો પોતાનું જુઠાણું પકડાઇ જવાથી રોજી ટળશે, તથી હાકેમને વિશ્વાસથી ફેરવવાને તેણે પ્રયત્નો કર્યા, અને ઉપદેશકોને ઉલટો થયો. પણ પાઉલે પવિત્ર આત્માથી ભરપુર થઇને તેના પર ધારી જોઇને કહ્યું કે "એ સર્વ કપટ તથા સર્વ કાવત્રાંથી ભરેલા, શેતાનના દીકરા, સઘળા ન્યાયીપણાના શત્રુ, પ્રભુના પાધરા માર્ગ વાંકા કરવાનું શું તું નહિ મુકી દઇશ?" પાઉલની આંખોનું તેજ એલીમાસના મુખ પર એવા જોસથી પ્રકાશ્યું કે તે આંધળો થઇ ગયો અને કોઇ દોરનારને શોધવા લાગ્યો. આ બધું જોઇને રૂમી હાકેમે વિસ્મીત થઇને વિશ્વાસ કર્યો ને ખ્રીસ્તી થયો; એમ ઘણીએક અડચણો વચ્ચે પણ ઉપદેશકોએ આ શહેરમાં ગ્રીક દેવતાની સામે ખ્રીસ્તી મંડળીનો પાયો નાખ્યો, અને આ ઘડીથીજ બાર્નાબાસે બીજો નંબર લીધો અને પાઉલે હવે મુસાફરીના આગેવાન તરીકે પહેલો નંબર ગ્રહણ કર્યો. આ પછી આપણા વાંચવામાં "બાર્નાબાસ તથા પાઉલ" આવતું નથી પણ "પાઉલ તથા બાર્નાબાસ."

હવે પાફમથી કઇ દિશામાં જવું એ પસંદગી અલબત નવા અગ્રેસરે કરી હોય એમ દેખાય છે. અહિંથી સીધા દરિયો ઓળંગી તેઓ પામ્ફુલ્યાના પેરગામાં આવ્યા, અને ત્યાંથી પૂર્વ તરફ લગભગ સોએક માઇલની મુસાફરી કરી તારસસની ઉત્તરે પીસીદી પ્રાંતમાં આવ્યા, આ બંને પ્રાંતો—પામ્ફુલ્યા અને પીસીદી—કીલકી પ્રાંતની સરહદ પર પશ્ચિમે તથા ઉત્તરે આવેલા હતા, અને તેથી આવો લાંબો ચકરાવો લેવાનું કારણ એજ હશે કે જો પાઉલે અગાઉ પોતાના વતન પ્રાંત કીલકીમાં સુવાર્તાનું કામ કયુ હતું તો આ વખતે તેની આજુબાજુના પ્રાંતોમાં કામ કરી પોતાનું કામ વધારતા જવું.

પેરગામાં એક અકસ્માત નડયો, એટલે કે યોહાન માર્ક તેમને છોડીને પાછો યરૂશાલેમ નાસી ગયો. કદાપિ પાઉલની આગેવાની તેને પસંદ આવી નહિ હોય. વળી તેના પાછા હઠવાનું એક બીજુ પણ કારણ છે. એટલે કે પેર્ગાથી આગળ જે પ્રદેશોમાં તેઓ જવાના હતા તે પર વિચાર કરતાં તે બીધો હોવો જોઇએ, અને તેથી પણ કદાચ પ્રેરિતોની સાથે આગળ જતાં તેઅટક્યો હોય. પેર્ગાથી આગળ જે દિશામાં તેઓ જવાના હતા તે રસ્તો એવો તો વિકટ તથા ભયાનક હતો કે ખબરદાર પુરૂષોને પણ હરાવી દે પેરગાની પાછળ તૌરસ પર્વતોનાં બરફથી ઢંકાએલાં શિખરો આવી રહેલાં હતાં જે વટાવવાને સાંકડા ઘાટ કે રસ્તાઓ પરથી મુસાફરી કરવાની હતી, જેમાં કેટલાક ધોધવા અને ઝરણો પર ભાંગા તુટાં ગડનારાં કે પુલ બાંધેલા હતા. લુંટારાઓનાં કોતરો પણ સંખ્યાબંધ હતાં, જેમાં લુંટારાઓ વટેમાર્ગુઓ પર છાપા મારવાને હમેશાં તાકી રહેતા. તેઓ એવી જગ્યાઓમાં ભરાય રહેતા કે રૂમી સત્તા પણ તેમને જેર કરી શકી નહોતી. પણ આટલું ઓળંગ્યા બાદ બીજી તરફનો પ્રદેશ ખરેખર મન લલચાવનાર હતો તૌરસ ડુંગરોની ઉત્તર બાજુ ખુલ્લા સપાટ પ્રદેશો હતા. આછા આછા ડુંગરા, નદી, નાળાં, સરોવરો, અને કોઇ કોઇ જગ્યાએ ઉજડ વેરાન જમીન—લોક જંગલી અને ઘણીએક જુદી જુદી ભાષાઓ બોલનાર હતા, આ બધું જોઇને માર્ક બીધો હશે તેથી પોતાને ઘેર પાછો ચાલ્યો ગયો. પણ એ સુવાર્તિકોએ પોતાના જાનની પણ પરવા ન કરતાં બીકને પાછળ નાખી પેરગાથી આગળ ચાલવાનું જારી રાખ્યું, તેમને તો મનમાં એજ હતું કે તે પ્રદેશોમાં અસંખ્ય આત્માઓ નાશના ભયમાં હતા. અને ખ્રીસ્તની સુવાર્તા જેના તેઓ એપીઆ હતા તેની તેમને ખરેખરી જરૂર હતી; એટલુંજ નહિ પણ પાઉલને ખબર હતી કે, એવા વિદેશી પ્રદેશોમાં પણ થોડા ઘણા પોતાના જાત ભાઇઓ રહેતા હતા.

જે શહેરોની તેમણે મુલાકાત લીધી તેમાં તેમની કામ કરવાની રીત કેવી હતી તેનું આબેહુબ વર્ણન કરવું કઠણ છે. આપણી નજરમાં તો તેઓ માનવંત, પ્રતાપી અને જાણે કે વિજયને ડંકે પોતાની મુસાફરીમાં આગળ વધતાં એક શહેરમાંથી બીજામાં દાખલ થતા હોય એમ દેખાય; પણ ખરી વાત એથી જુદીજ હતી. જેમ સવારમાં કોઇ અજાણ્યો વટેમાર્ગુ આપણા કોઇ એક ગામમા દાખલ થનો હોય, તેમ તેઓ પણ કોઇની નજરમાં આવ્યા વગર શાંત રીતે, જે શહેરમાં તેઓ જતા હતા તેમાં દાખલ થતા. શહેરમાં કે ગામમાં દાખલ થયા બાદ તેમનુ પ્રથમ કામ ઉતારો શોધવાનું ને ત્યાર બાદ ધંધો શોધવાનું હતું. કારણ કે તેઓ જ્યાં જતા ત્યાં પોતાને હાથે મહેનત કરી પોતાનું ગુજરાન કરતા હતા.

આવે પ્રસંગે કોઇને સ્વપ્ને પણ ખ્યાલ નહિ હોય કે, મુસાફરીની આ થાકેલા માણસો જેઓ તંબુ બનાવનારાઓની એક દુકાનેથી બીજી દુકાને મજુરી મેળવવાને અર્થે રખડતા હતા, તેઓ પોતાના ઝબ્બાઓની નીચે તેમના હૃદયોમાં દુનિયાનુ ભવિષ્ય લઇને ફરતા હતા. સાબ્બાથવારે બીજા યહુદીઓની માફક તેઓ પણ પોતાનું કામ બધ રાખતા, અને સભાસ્થાનમાં જતા. બીજાઓની સાથે ગીતોમાં, સ્તોત્રોમાં ને પ્રાર્થનાઓમાં ભાગ લેતા, અને શાસ્ત્રમાંથી જે વંચાતું તે ધ્યાનથી સાંભળતા હતા. આ પછી જ્યારે સભાસ્થાનનો અધિકારી કહેતો કે, જો કોઇને કંઇ સુબોધની વાત કહેવી હોય તો તેને છુટ છે, ત્યારે પાઉલ એકદમ ઉભો થતો, અને હાથ લાંબાં કરીને બોલવાનું શરૂ કરતો, કે તરતજ શ્રોતાજનો આ વિદ્વાન રાબ્બીને તેની ભાષા પરથીજ ઓળખી જતા. જે ભાગ વાંચવામાં આવતો હતો ત્યાંથીજ શરૂ કરીને ઇસ્રાએલીઓનાં ઇતિહાસ પર તે ઉતરી પડતો. અને જે મસીહની તેઓ રાહ જોતા હતા તે આવ્યો છે, અને તે ખ્રીસ્ત છે, તેનું લાગુ કરણ કરતાં, તે કહેતો કે, એજ ખ્રીસ્ત દુનિયાનો તારનાર છે. જેને

યહુદીઓએ વધસ્તંભે જડીને મારી નાખ્યો પણ દેવે તેને મુએલામાંથી સજીવન કરીને ઉઠાડયો છે, અને માણસજાતના તારનાર તરીકે તેનો અભિષિક્ત કીધો છે.

સાંભળનારાઓના મનપર આવા ભાષણથી કેવી અસર થવા પામી હશે તે આપણે સહેજ વિચાર કરવાથી જાણી શકીએ તે પછીના આખા અઠવાડીઆમાં શહેરના લોક લગભગ એજ વિષય પર ચર્ચા કરતા. કેટલાક પાઉલની ઉતારાની જગ્યાએ પણ તેનું સાંભળવાને આવતા; બીજે સાબ્બાથે પણ આખું સભાસ્થાન યહુદીઓથી તેમજ વિદેશીઓથી ભરાઇ જતું. આ પ્રસંગે પાઉલ સુવાર્તાનો મર્મ જાહેર કરતો કે ઇસુ ખ્રીસ્તથી જે ઉદ્ધાર છે, તે એકલા યહુદીઓને માટેજ નહિ, પણ વિદેશીઓને માટે પણ છે. આ સાંભળતાજ યહુદીઓ તેની વિરૂદ્ધ થતા, ત્યારે પાઉલ પોતાની પીઠ તેમના તરફ ફેરવીને વિદેશીઓને બોધ આપતો આ વખતે યહુદીઓનો જુસ્સો સળગી ઉઠતો અને તેઓ શહેરના સભ્યોને અથવા તો અધિકારીઓને સુવાર્તિકોની વિરૂદ્ધ ઉશ્કેરીને સતાવણી શરૂ કરતા. અને તેમને શહેરમાંથી હાંકી મૂકતા હતા. આ પ્રમાણે પીસીદીના અંત્યોખમાં બન્યું, અને એજ પ્રમાણે બીજાં ઘણાંએક શહેરોમાં પણ બનવા પામ્યું. પણ પોતાની વાત નિરર્થક જતી નહોતી એ જોઇને પ્રેરિતો આનંદે તથા પવિત્ર આત્માએ ભરપુર થતા, કારણ કે અનંતજીવનને સારૂ જેટલા તેડાયલા હતા તેટલા વિશ્વાસ કરતા હતા.

પીસીદીના અંત્યોખથી નીકળીને સુવાર્તિકો ઇકોનીમાં આવ્યા. ત્યાં પણ યહુદીઓને તેમજ વિદેશીઓને સુવાર્તા પ્રગટ કરી, અને અહિં પણ ઉપર પ્રમાણેજ બનવા પામ્યું, જેથી તેઓ લુકાનીનાં શહેરો લુસ્ત્રા, દેરબે તથા આજુ બાજુના ગામોમાં નાસી ગયા અને તેઓમાં સુવાર્તા પ્રગટ કરી.

લુસ્ત્રામાં તેઓએ એક પાંગળા માણસને સાજો કર્યો. આ ચમત્કારથી ત્યાંના લોકોને ઘણી અજાયબી લાગી અને કહેવા લાગ્યા કે માણસોના રૂપમાં દેવો આપણી પાસે આવ્યા છે, અને તેઓ પ્રેરિતોને ગોધા તથા ફુલનાં અર્પણ ચઢાવવાને શહેર બહાર ભાગળે લાવ્યા. અહિંના લોકો ઘણાજ વિચીત્ર તથા જંગલી હતા. પાઉલે તથા બાર્નાબાસે જ્યારે આ બધું જોયું ત્યારે તેઓ ઘણા નાખુશ થયા, અને લોકોને સમજાવ્યા કે જીવતો દેવ જેણે આકાશ તથા પૃથ્વી તથા સમુદ્ર અને તેમાંનું સર્વ ઉત્પન્ન કર્યું છે તેના અમે સેવકો છીએ, અને તેની સુવાર્તા અમે તમને જાહેર કરીએ છીએ કે તમે પણ તેની ગમ ફરો. પણ અંત્યોખ તથા ઇકોનીમાંથી કેટલાક યહુદીઓએ અહિં પણ આવીને આ અબુદ્ધ લોકોને પ્રેરિતોની વિરૂદ્ધ ઉશ્કેર્યા, જેથી તેઓએ પાઉલને પત્થરે માર્યો, અને તે મરી ગયો છે એમ ધારી તેને શહેર બહાર ઘસડી કાઢ્યો. અહિંથી નીકળીને પ્રેરિતો તેજ પ્રદેશના બીજા શહેર દેરબેમાં ગયા.

પ્રેરિતોની પહેલી મુસાફરીનો દેખાવ આ પ્રદેશમાં ઉપર પ્રમાણેનો હતો. પણ તેમનો જુસ્સો મંદ પડ્યો નહિં; નાહિંમ્મત થઇ કદી પણ પાછા ફરવાને મન કર્યું નહિં; પણ જ્યારે એક શહેરમાંથી તેમને હાંકી કાઢવામાં આવતા ત્યારે તેઓ બીજા શહેર તરફ પોતનાં પગલાં વાળતા, અને જો કે કેટલીક વાર તો જાણે કે તેમની પુરેપુરી હાર થઇ હોય એમ દેખાતું, પણ તેમણે એવું એક પણ શહેર પડતું મુક્યું નહિં કે જેમાં પોતાની નાની ટોળી ઉભી કરી નહિં હોય દરેક શહેરમાં કેટલાક યહુદીઓ તો કેટલાક થએલા યહુદીઓ અને વિદેશીઓ, જેઓ પાપના બોજાથી લદાએલા હતા, જેઓ ઇશ્વરી પ્રેમ અને કૃપાના તરસ્યા હતા, અથવા જેઓ પોતાના બાપદાદાઓની ધર્મ ક્રિયાઓથી કંટાળી અસંતોષી બન્યા હતા, તથા અનંતજીવનને માટે જેટલા તેડાયલા હતા તેટલા બધાએ

વિશ્વાસ કીધો. એમ દરેક શહેરમાં નાની નાની પણ ખ્રીસ્તી મંડળીઓ સ્થપાઇ. જુઓ કે જ્યાં પ્રેરિતોની સખત હાર થઇ હોય એમ દેખાયું, ત્યાં પણ શહેર બહાર ભાગળે નાનું વિશ્વાસી ટોળું અધમુઓ થએલા પ્રેરિતની આજુબાજુ ઉભેલું હતું. લુઇસ તથા યુનીસ પોતાથી બનતી સેવાને માટે ત્યાં હાજર હતાં, તથા જુવાન તીમોથીનું દિલ, આ બહાદુર પ્રેરિત જેનામાં પોતાના ધર્મની ખાતર આટલું બધું દુઃખ વેઠવાની હિમત હતી, તેનો શીકકો તથા લોહીથી ખરડાએલો ચ્હેરો જોતાં તેની સાથે હમેશને માટે ગુંથાઇ ગયુ.

પાઉલને આ બધાં શ્રમ તથા સંકટોનો બદલો તેમના ખરા પ્રેમમાં મળ્યો. કેટલાક ધારે છે કે આ પ્રદેશ ગલાતીઓની મંડળીઓમાંનો છે, જો એમ હોય તો આપણે તેના પત્ર પરથી જોઇ શકીએ છીએ કે તેઓ પોતાના પ્રેરિતને કેટલા બધા વ્હાલથી ચ્હાતા હતા. તેઓ તેને દૂતની માફક આવકાર આપતા, અને પોતાની આંખની કીકાની માફક તેને ચ્હાતા હતા. આ લોકમાં અજાયબ જેવા પ્રેમની લાગણીઓ હતી. તેમના અસલ ધર્મમાં તેઓ ઘણા આવેશી હતા, અને જ્યારે તેઓ ખ્રીસ્તી ધર્મમાં મેળવાયા ત્યારે તેઓ પોતાની સાથે આ લાગણીઓ તથા લક્ષણો લેતા આવ્યા. તેઓ આનંદથી તથા પવિત્ર આત્માથી ભરપુર થયા. અને ધર્મજાગૃતિ એટલી ઝડપથી થવા લાગી કે થોડીજ વારમાં તોરસ પર્વતની આજુ બાજુ તથા તેની ખીણોમાંથી ખ્રીસ્તની વીજયી ધ્વજા ફરકતી જોવામાં આવી. પાઉલનું અંતઃકરણ આ જોઇને ખરેખર અતિશય હર્ષથી ઉભરાઇ જતું, અને તે પણ તેમને ખરા પ્રેમથી ચ્હાતો હતો.

જ્યારે પ્રેરિતો આ પ્રદેશના છેલ્લા શહેર દરબેમાં આવ્યા ત્યારે જો કે તેમને સીસીલ્યન ઘાટથી તારસસ થઇને પોતાને મુખ્ય મથક અંત્યોખ પાછા જવાને સીધો માર્ગ હતો, તો પણ તે પડતો મુકીને

પોતાની સામેનાં સંકટો તથા સતાવણીઓની દરકાર નહિ કરતાં જે જે ગામોમાં અને શહેરોમાં તેઓ ફર્યા હતા તથા સુવાર્તાનાં બીજ વાવ્યાં હતાં, તેમની મુલાકાત લેતા લેતા અંત્યોખ તરફ રવાના થયા. જતાં જતાં મંડળીઓમાં ભાઇઓનાં મન સ્થિર કરતા ગયા. અને કેટલેક ઠેકાણે પોતાની ગેરહાજરીમાં મંડળીઓની દેખરેખ રાખવાને વડીલો પણ ઠરાવ્યા.

આખરે પાઉલ તથા બાર્નાબાસ લગભગ એક વર્ષે, જેમણે તેમને મોકલ્યા હતા તથા જેમની પ્રાર્થનાઓ તેમની સાથે હમેશાં હતી તેમની મધ્યે મહેનત તથા શ્રમથી થાકેલા, પણ આનંદે તથા વિજયે ભરપુર થઇને પાછા આવ્યા, અહિં આવ્યા બાદ આખી અંત્યોખની મંડળીને ભેગી કરીને પોતાના કામનો હેવાલ કહી સંભળાવ્યો, જે સાંભળીને અલબત અંત્યોખની મંડળીને ઘણોજ આનંદ થયો.

———:o:———

## ૧૧. યરૂશાલેમમાં પ્રેરિતોની મહાસભા.

અસલના જમાનામાં યહુદી કોમને બીજી બધી દેશજાતીઓમાંથી પસંદ કરીને પોતાના ખાસ લોક કરવા સારૂં તેમને અલગ કરીને તેઓમાંથી સૃષ્ટિના તારણનું શિંગ ઉભું કરવું, એ ઇશ્વરને યોગ્ય લાગ્યું. અને ખ્રીસ્ત આ જગતમાં આવ્યો તે વખત સુધી બીજી દેશજાતીઓ જેઓ આ સત્ય ધર્મમાં દાખલ થઇ નિવડેલ કોમના ભાગીઆપણાનો લાભ લેવા ઇચ્છતા હતા તેઓ તેમાં દાખલ થઇ શકતા, અને થએલા યહુદીઓ નામે ઓળખાતા હતા. ઇશ્વરે તેમને બીજી બધી દેશજાતીઓથી અલગ કીધા, એ માટે કે તેઓ વિધર્મીઓથી ખેંચાઇને તેમનામાં ઇશ્વરી જે અનાદિ ધારણા હતી તેથી દૂર

ભટકી ન જાય, આ કારણ માટે ઇશ્વરે તેમના આખા જીવનને માટે નિયમો ઘડી કાઢયા. તેમનો પોષાક, તેમનો ખોરાક, તેમની રહેણી કરણી અને ભક્તિ કરવાના રીતીરીવાજો ઇત્યાદિનું બંધારણ ઘડયું. આં બધા નિયમોને તેઓએ નિયમશાસ્ત્ર એવું નામ આપ્યું. આ નિયમો ખરેખર પસંદ કરેલા લોકોને માટે સખત હતા, એમ કોમના ઘણાએક આગેવાન નેતાઓનું પણ માનવું હતું. પણ બીજા ઘણાઓને તો તેમાં ખાસ અભિમાન હતો, તેઓ એમ માનતા હતા કે અમે બીજી બધી કોમ કરતાં શ્રેષ્ઠ અને ચઢીઆતા છીએ, અને આ ભારે ઝુંસરીના બોજ તળે દબાઇ જવાને બદલે તેઓએ ઉલટો તેમાં બીજા ઘણાએક કલ્પિત રીતીરીવાજોનો અને નિયમોનો વધારો કરીને નિયમશાસ્ત્રને ઘણુજ વધારી દીધું હતું. યહુદી હોવું એ તેમના મનથી જાણે કે અમીરીપણું લાગતું, તેમના બધા વિચારો જાતી અભિમાન વિષેનાજ હતા, મશિહ વિષે પણ તેમની એવીજ ભૂલભરેલી માન્યતા હતી, તેઓ તો માનતા હતા કે તે એક મહાન શુરવિર પુરૂષ તરીકે આવશે, અને તેના પંથમાં આવનાર બીજા બધા સુનત સિવાય બીજે કોઇ પણ દ્વારે તેમાં દાખલ થઇ શકશે નહિં, તથા નિયમશાસ્ત્રના બધા નિયમો, વિધિઓ તથા રીતીરીવાજો પાળશે. ટુંકામાં મસીહા વિષે તેમની જે માન્યતા હતી તે એ કે તે એક યહુદી રાજ્ય સ્થાપન કરશે. ખ્રીસ્ત આ સૃષ્ટિમાં આવ્યો ત્યારે પણ આખા પાલેસ્ટાઇનમાં આ માન્યતા હતી, તેઓમાંના જેઓએ ખ્રીસ્તને અંગીકાર્યો હતો અને ખ્રીસ્તી ધર્મમાં દાખલ થયા હતા તેઓ જો કે ખ્રીસ્તી થયા હતા, પણ તેથી કંઈ યહુદી મટી ગયા નહોતા, તેઓ હજી મંદીરમાં સેવાકાર્યમાં ભાગ લેતા હતા, ઠરાવેલા દિવસોમાં ઉપવાસ કરતા હતા. યહુદીઓની માફક પોશાક પહેરતા હતા, એટલુંજ નહિં પણ બેસુનતીઓની સાથે ખાવા પીવામાં વટાળ માનતા હતા. અને તેઓ

પણ એમજ સમજતા ને માનતા કે જો વિદેશીઓ ખ્રીસ્તી મંડળીમાં મેળવાય તો તેઓએ પણ સુનતનો નિયમ પાળવો અને યહુદીઓના નિયમશાસ્ત્રને આધીન થવું. મતલબ કે યહુદી બનવાથીજ તારણ મળે.

ઉપલા સવાલનું સમાધાન ઇશ્વરે પોતેજ કાઇસારીઆના કરનેલ્યસના સંબંધમાં વચ્ચે પડીને કર્યું હતું. જ્યારે કાઇસારીઆથી કરનેલ્યસના માણસો પીતર પાસે જોપ્પામાં આવતા હતા, અને હજી તેઓ રસ્તામાં હતા એટલામાં ઇશ્વરે પીતરને શુધ્ધ અશુધ્ધ પશુપક્ષીઓનું દર્શન આપીને જણાવ્યું કે ખ્રીસ્તી મંડળીમાં સુનતી તેમજ બેસુનતી યહુદી તેમજ વિદેશી સરખી રીતે હક્કદાર છે. અને જ્યારે પીતર ઇશ્વરની આજ્ઞાને આધીન થઇને કાઇસારીઆ ગયો ત્યારે ત્યાં તેણે જોયું કે કરનલ્યસ તથા તેના ઘરમાં જમા થએલા માણસો જો કે બેસુનતી હતા છતાં પવિત્ર આત્માનું દાન પામ્યા, અને તેમને બાપ્તિસ્મા આપી મંડળીમાં દાખલ કરવાને તેણે આચકો ખાધો નહિ, કારણ કે તેણે જોયું કે તેઓ તો વિશ્વાસીઓ હતાજ. પણ જ્યારે તે યરૂશાલેમમાં આવ્યો ત્યારે ત્યાંના ખ્રીસ્તીઓએ તેના કામને વખોડી કાઢયું અને કહેવા લાગ્યા કે તેં બેસુનતીઓ સાથે ખાધું ને પોતાને વટાળ્યો છે. અહિં તેણે પોતાને જોપ્પામાં જે દર્શન થયું હતું તેનું બ્યાન કરીને મંડળીને શાંત પાડી, અને પોતાનો બચાવ કરતાં કહ્યું કે "જ્યારે આપણે પ્રભુ ઇસુ ખ્રીસ્ત પર વિશ્વાસ કીધો ત્યારે આપણને જેવું દાન મળ્યું તેવુંજ દાન દેવે તેઓને પણ આપ્યું તો હું કોણ હતો કે દેવને રોકું?" આ ખુલાસો સાંભળી જો કે તેઓ છાના રહ્યા, પણ જાતી અભિમાન એકદમ સમાવી દેવો મુશ્કેલ છે. ઉપલા બનાવમાં તેઓએ પીતર સાથે સમાધાન કર્યું પણ તેઓએ આ બનાવનો ખરો અર્થ જે સામાન્ય રીતે બીજા બધા વિદેશીઓને લાગુ પડતો હતો તે શોધી કાઢવાનં પડતું મુક્યું.

લગભગ આ અરસામાંજ અંત્યોખમાંના વિદેશીઓમાં સુવાર્તાનું કામ પુર જોસમાં ચાલવા લાગ્યું. અને તે પછી તરતજ પાઉલ તથા બાર્નાબાસ વિદેશીઓમાં કામ કરવાને બહાર પડયા, અને જ્યાં જ્યાં તેઓ ગયા ત્યાં વિદેશીઓને સુનત વગર મંડળીમાં દાખલ કીધા. પાઉલે આ બાબતમાં પીતરનો નમુનો લીધો નહિં; તેને તો બારોબાર આકાશી પ્રેરણા થઇ હતી. તેણે કંઇ બારમાંના કોઇ પ્રેરિત પાસેથી સુવાર્તાનો અભ્યાસ કર્યો નહોતો, અને તેઓથી કોઇ પણ રીતે પોતાને ઉતરતા દરજ્જાનો સમજતો નહિં. અરબસ્તાનના એકાંત વાસમાં તેણે આ વિષય પર ખાસ અભ્યાસ કર્યો હતો અને સુવાર્તાનું ખરૂં રહસ્ય તથા અર્થ બરોબર સમજી ગયો હતો, જે રહસ્ય વિષે હજી પ્રેરિતોમાંના બીજાઓના મગજમાં હજી ખ્યાલ પણ આવ્યો નહોતો. તેના મનથી તો નિયમશાસ્ત્ર એક બોજરૂપ હતું, તે તેનો પોતાનો અનુભવ હતો. અને નિયમની ઝુસરીનો બોજ વિદેશી ખ્રીસ્તીઓને શિરે નાખવો તે તેને ખ્રીસ્તી ધર્મના ખરા રહસ્યનો નાશ કરવા બરોબર લાગ્યું. નિયમશાસ્ત્રની શરતો યહુદા પ્રાંતની બહારના પ્રદેશમાંના વિદેશીઓ જેઓનાં હૃદયો ખ્રીસ્તની ગમ જીતવાને તે બહાર પડયો હતો, તેમને કેટલી અઘરી લાગે અને ખ્રીસ્તી ધર્મના ફેલાવામાં આ શરતો કેટલી ભારે નડતરરૂપ હતી તે યરૂશાલેમના ખ્રીસ્તીઓ કરતાં પાઉલ વધારે સમજતો હતો. મગરૂર રૂમીઓ તથા ઉદાર દિલના હેલેનીઓ સુનત પામી, યહુદીઓની દંતકથાઓમાં, પોતની જીંદગી સંકોચી નાખવાને કદી પણ સમ્મતિ આપત નહિ; અને આવી શરતોથી બંધાએલો ધર્મ તે સાર્વજનિક ધર્મ થઇ શકે એ બનવું મુશ્કલ હતું.

હવે જ્યારે પાઉલ તથા બાર્નાબાસ પોતાની પહેલી સુવાર્તા પ્રસારક મુસાફરી પુરી કરી અંત્યોખમાં પાછા આવ્યા ત્યારે તેમણે જોયું કે આ સવાલનો બરોબર ખુલાસો કરવો જરૂરનો છે: કારણ

કે તેઓ ત્યાં આવ્યા ત્યારે તેઓએ મંડળીમાં અશાંતિ જોઇ. કેટલાક યહુદી ખ્રીસ્તીઓ યરૂશાલેમથી અહિં આવીને ઉપદેશ કરવા લાગ્યા કે જો મુસાના નિયમ પ્રમાણે તમારી સુનત ન કરાય તો તમે તારણ પામી શકતા નથી, એમ કહીને મંડળીમાં બીક ઘાલવા લાગ્યા. આથી અંત્યોખના વિદેશી ખ્રીસ્તીઓમાં ઉદાશીનતા પ્રગટી હતી. આ જોઇને પાઉલ તથા બાર્નાબાસને ઘણુંજ લાગી આવ્યું, અને આ ખોટા ઉપદેશકોની સાથે આ બાબત પર તેઓને ભારે તકરાર તથા વાદવિવાદ થયો, પણ કંઈ સમાધાન થયું નહિ જેથી મંડળીને એ યોગ્ય લાગ્યું કે આ વિષયનો ફડચો કાઢવા યરૂશાલેમના વડીલોની સલાહ લેવી જોઇએ. આ ઉપરથી પાઉલ તથા બાર્નાબાસ તથા બીજા કેટલાક ભાઇઓને યરૂશાલેમના વડીલોની પાસે મોકલવામાં આવ્યા. પાઉલને એટલો બધો જુસ્સો આવી ગયો હતો કે અંત્યોખથી યરૂશાલેમ જતાં રસ્તામાં પણ જે મંડળીઓ તેમને મળી, જેવી કે, ફેનીકે, સમરૂન, ત્યાં પણ ભાઇઓને વિગતવાર સમાચાર આપતો ગયો કે વિદેશીઓએ પણ વિશ્વાસ કીધો છે અને મંડળીમાં દાખલ થયા છે, એમ કહીને સઘળાઓને આનંદ ઉપજાવતો ગયો.

યરૂશાલેમમાં પ્રેરિતો, વડીલો તથા મંડળી તરફથી તેમને સારો આવકાર મળ્યો. અહિં પણ પાઉલે તથા બાર્નાબાસે પોતાના કામનો રિપોર્ટ મંડળી સમક્ષ આપ્યો, અને તેમની મારફતે દેવે વિદેશીઓમાં જે કામ કરાવ્યું હતું તેની હકીકત કહી સંભળાવી. પણ ફરોશી તડમાંના કેટલાક વિશ્વાસ કરનારાઓએ વાંધો કાઢયો ને કહ્યું કે વિદેશી ખ્રીસ્તીઓની સુનત થવી જોઇએ એટલુંજ નહિ પણ નિયમશાસ્ત્ર પાળવાની તેમને આજ્ઞા કરવી જોઇએ. જે પરથી પ્રેરિતોની મહા સભા આ વિષયનો ફેંસલો લાવવાને બેઠી.

પ્રમુખસ્થાને યાકુબ (ઇસુનો ભાઇ) જે આ વખતે યરૂશાલેમની મંડળીનો અધ્યક્ષ હતો તે બીરાજેલો હતો. પીતર તથા યોહાન

મંડળીના સ્થંભરૂપે ત્યાં હાજર હતા, એટલુંજ નહિ પણ યરૂશાલેમની આખી મંડળી, પ્રેરિતો, વડીલો તથા વૃધો સુદ્ધાંની સભામાં હાજરી હતી.

સભા સમક્ષ ઘણો વાદવિવાદ થયા પછી પીતરે ઉભા થઇને ભાષણ આપતાં કહ્યું કે તમે જાણો છે કે થોડાજ દિવસ પર પ્રભુએ મારા મ્હોંથી વિદેશીઓને સુવાર્તા સંભળાવી. અને "અંતઃકરણના જાણનાર દેવે જેમ આપણને તેમ તેઓને પણ પવિત્ર આત્મા આપવાથી તેઓ વિષે સાહેદી પુરી અને વિશ્વાસથી તેઓના મન પવિત્ર કરીને આપણામાં તથા તેઓમાં કંઇ ભેદ રાખ્યો નહિ, તો હવે જે ઝુંસરી આપણા પૂર્વજો તથા આપણે સ્હી શકતા નહોતા તે શિષ્યોની ગરદન પર મુકીને દેવની પરિક્ષા કેમ કરો છો?" ભાષણની સમાપ્તિમાં ભાર દઇને તેણે કહ્યું કે જેમ તેઓ તેમજ આપણે પ્રભુ ઇસુ ખ્રીસ્તની "કૃપાથી તારણ" પામીશું. એવો આપણે વિશ્વાસ કરીએ છીએ.

પીતરનું ભાષણ સાંભળી શ્રોતાજનો છાના રહ્યા, કારણ તેણે દાખલો આપીને સાબિત કરી આપ્યું કે તારણ સુનતમાં કે નિયમમાં નથી પણ "પ્રભુ ઇસુ ખ્રીસ્તના કૃપાથી" છે. વધારામાં પાઉલ તથા બાર્નાબાસની મારફતે દેવે વિદેશીઓમાં જે ચમત્કારો તથા અચરતી કામો કરાવ્યાં હતાં તે પણ સાબિતિરૂપે સભા સમક્ષ કહેવામાં આવ્યાં.

હવે વિરૂદ્ધમાં બોલનાર છાના રહ્યા, તથા ખાસ સૂચના કરનાર કોઇ બાકી રહ્યો નહોતો. યોહાન સભામાં હાજર હતો, પણ તેણે કંઈ સલાહ આપી હશે કે કેમ તે વિષે લુક કંઇ લખતો નથી. લુકે તો સભાના હેવાલની ટુંક નોંધ લીધી છે, અને ખાસ જરૂરના બોલનારનાંજ નામ આપ્યાં છે. પણ "ઘણા વાદવિવાદ"માં ઘણાંએક બોલનાર તથા આ અગત્યના વિષય પર પોતપોતાના જૂદા જૂદા મત

જાહેર કરનાર હતા એમ દેખાય છે, કારણ કે સભામાં પ્રેરિતો, વડીલો, વૃધ્ધો તથા આખી મંડળી હાજર હતી.

જ્યારે પ્રમુખે જોયું કે હવે કોઈ બોલનાર નથી અને સભામાં ચુપકીદી પ્રસરી રહી હતી ત્યારે તેણે વાદવિવાદનો સાર કાઢીને કહ્યું કે, ભાઈઓ સીમોન (પીતરે) આપણને કહી સંભળાવ્યું છે કે પ્રભુએ પ્રથમ વિદેશીઓમાંથી પોતાના નામને સારૂ લોકોને કેવી રીતે પસંદ કર્યા, અને એની સાથે ભવિષ્યવાદીઓની પણ ઘણી વાતો મળતી આવે છે, માટે વિદેશી ખ્રીસ્તીઓને શીર નિયમનો બોજ મુકવો ઉચિત નથી. છેલ્લે પોતાનો વિચાર દર્શાવતાં તેણે કહ્યું કે "મારો વિચાર એવો છે કે વિદેશીઓમાંથી દેવની ગમ જે ફરે છે તેઓને આપણે તસ્દી ન દઈએ, પણ તેઓને એમ લખી મોકલીએ કે મૂર્તિઓના અમંગળપણાથી તથા વ્યભિચારથી તથા ગુંગળાઈને મરેલાંથી તથા લોહીથી વેગળા રહેવું." યાકુબના ઉપલા વિચારો "આખી મંડળી સુદ્ધાં પ્રેરિતોને તથા વૃધ્ધોને" સારા લાગ્યા. આથી એમ નહિ સમજવું કે આ યાકુબનો ચુકાદો હતો. તેણે તો પ્રમુખસ્થાનેથી પોતાનો વિચાર દર્શાવ્યો હતો. તેને પ્રમુખસ્થાન આપવાનું કારણ એજ હતું કે તે આ વખતે યરૂશાલેમની મંડળીનો પાળક હતો, અને પોતાની મંડળીમાં જો કોઈ ધાર્મિક સભા મળે તો અલબત્ત પ્રમુખનો હક તેનોજ હતો; એટલુંજ નહિ પણ યાકુબ મંડળીમાં માનવંત આગેવાનોમાંનો એક હતો, તેના સદાચરણોને લીધે યહુદીઓ પણ તેને માનની નજરે જોતા હતા. તેનો દેખાવ એક દૂતના જેવો હતો. પોષાકમાં તે ઉપરથી નીચે સુધી મોટો સફેદ જામો પહેરતો, અને નાઝારી હોવાથી તેના લાંબા વાળની લટો ખભાની આજુ બાજુ લટકતી તેના દેખાવની ભવ્યતામાં વધારો કરતી હતી; આવા માણસના સુવિચારોને તરછોડી કાઢે એવી હીમત સભામાંના કોઈની નજ હોય [illegible] સઘળા તેને

માનની નજરે જોતા હતા, એટલુંજ નહિ પણ તેણે પોતાની વિચારો જબરદસ્તીથી પસાર કરવાની કોશીસ કરી હોય એમ પણ દેખાતું નથી, કારણ કે અંત્યોખની મંડળીને જે પત્ર લખ્યો તેમાં લુક સાફ જણાવે છે કે "તે માટે એક મતના થઇને અમોને એ સારૂં લાગ્યું"—અને એમ સઘળા એક મત થયા બાદ અંત્યોખની મંડળીને આ ફેંસલો જાહેર કરવાને પાઉલ તથા બાર્નાબાસની સાથે યરૂશાલેમની મંડળીના બીજા બે ભાઇઓને એટલે યહુદા બાર્સાબાસને તથા સીલાસને મોકલ્યા, તેમની સાથે યરૂશાલેમના વડીલોએ અંત્યોખની મંડળીના ખ્રીસ્તીઓ પર નીચે મુજબ પત્ર લખીને મોકલ્યો :—

"અંત્યોખમાં, તથા સુરીયામાં તથા કીલકીઆમાં વિદેશીઓમાંના જે ભાઇઓ છે, તેઓને પ્રેરિતો તથા વડીલ ભાઇઓની કુશળતા. અમે એવું સાંભળ્યું છે કે અમારામાંથી કેટલાંએક જેઓને અમે કંઇ આજ્ઞા આપી ન હતી, તેઓએ તમારી પાસે આવીને વાતોથી તમારાં મન ભરમાવીને તમને ગુંચવણમાં નાખ્યા. તે માટે એક મતના થઇને અમોને એ સારૂં લાગ્યું કે, આપણાં વ્હાલા બાર્નાબાસ તથા પાઉલ, જે માણસોએ આપણા પ્રભુઇસુ ખ્રિસ્તના નામને સારૂ પોતાના જીવ જોખમમાં નાખ્યા છે, તેઓની સાથે અમે પસંદ કરેલા માણસોને તમારી પાસે મોકલીએ. માટે અમે યહુદા તથા સીલાસને મોકલ્યા છે, ને તેઓ મહોડેથી તમને એમજ કહેશે. કેમકે પવિત્ર આત્માને તથા અમને સારૂં લાગ્યું કે આ અગત્યની વાતો કરતાં ભારે બોજો તમારા પર નહિ મુકવો, એટલે કે મૂર્તિને અર્પણ કરેલી વસ્તુઓથી, તથા લોહીથી, તથા ગુંગળાઇને મરેલાંથી, તથા વ્યભિચારથી, તમારે આઘા રહેવું; એથી જો તમે પોતાને સંભાળી રાખશો તો સારૂ કરશો; કુશળતા થાઓ."

ઉપલો પત્ર અંત્યોખની મંડળીના ભાઇઓને વાંચી સંભળાવવામાં આવ્યો; એટલુંજ નહિ પણ યરૂશાલેમની મંડળી તરફથી આવેલા પ્રતિનિધિઓ યહુદા તથા સીલાસે પણ મંડળીને ઘણીએક વાતોનો બોધ આપ્યો, જેથી અંત્યોખની મંડળીના ખ્રીસ્તીઓનાં મન શાંત થયાં.

—*—

## ૧૨. પાઉલની ધર્મપ્રસારક બીજી મુસાફરી.

અંત્યોખમાં કેટલોક વખત રહ્યા બાદ પાઉલે બાર્નાબા ને કહ્યું કે ચાલો જે હરેક શહેરમાં આપણે પ્રભુની વાત પ્રગટ કરી હતી તેઓમાંના આપણા ભાઇઓને મળીને જોઇએ કે તેમના શા સમાચાર છે.

પાઉલની આ બીજી મુસાફરી ઘણીજ અગત્યની છે. પહેલી મુસાફરીમાં તે પોતાના વતન પ્રાંતની આજુબાજુના પ્રદેશોમાં ફર્યો; પણ આ બીજી વખતે તો તેણે દુઃખ તથા સતાવણીઓ સાથે ઘણા દૂર દૂરના દેશોની મુલાકાત લીધી જો કે આ તેની મોટામાં મોટી મુસાફરી નહોતી, તો પણ ખ્રીસ્તી મંડળીના ઇતિહાસમાં આ સોથી અગત્યની તથા વજનદાર નોંધ કહેવાય. તેમ છતાં જ્યારે તે બહાર પડયો, ત્યારે તેણે કઈ દિશામાં જવાનું છે અથવા મુસાફરીમાં શું ફળ પ્રાપ્ત થશે તેનો તેને ખ્યાલ પણ નહોતો. કારણ દેવે આ વખતે તેનામાં એક મોટો કાર્યક્રમ ગોઠવ્યો હતો, તે જેમ જેમ તે આગળ વધતો ગયો તેમ તેમ તેને બતાવવામાં આવ્યો.

કમભાગ્યે મુસાફરીની શરૂઆતમાંજ બે મિત્રો જેઓએ સાથે જવા ઇચ્છયું હતું, તેઓમાં વાંધો પડયો. યોહાન માર્કે આ વખતે તેમની સાથે જવાની માગણી કરી હતી. આ જુવાને જ્યારે પાઉલ તથા બાર્નાબાસને સહિસલામત પાછા આવેલા જોયા અને તેમના

કામની ફતેહમંદી સાંભળી, ત્યારે તેમને અધવચ મૂકીને નાસી આવવામાં તેણે જે ભૂલ કરી હતી તે તેને પસ્તાવો થયો, અને પોતાની ભૂલ સુધારવાને આ વખતે તેમના સાથે જવાને માગણી કરી. બાર્નાબાસે પોતાના ભાણેજને સાથે લઇ જવા ચાહ્યું, પણ પાઉલે સાફ ના પાડી. એક ઉપદેશકે જ્યારે માયાળુ દિલે માણસની લાગણી દર્શાવી, ત્યારે બીજે જે પ્રભુના કામને માટે ઉત્સાહથી ભરપૂર હતા, તેણે, જે જુવાન પર ભરોસો રાખી ન શકાય તેને સાથ લેવામાં કેટલું જોખમ છે તે બતાવ્યું. તેથી બન્ને વચ્ચે ટંટો થયો, અને બન્ને પ્રેરિતો એક બીજાથી જુદા પડ્યા. આપણે કહી નથી શકતા કે બેમાંથી કોણ વ્યાજબી હતો, અથવા બન્નેની થોડી ઘણી ભૂલ હતી. ખરેખર બન્નેને આથી ઘણું ખમવું પડ્યુ પાઉલને જે માણસ તરફથી બીજા બધા કરતાં વધારે લાભ પ્રાપ્ત થયો હતો, તેની સાથે ગુસ્સે થઈ જુદા થવું પડ્યું, અને બાર્નાબાસ એક ખરા ધાર્મિક જુસ્સાવાળા ઉપદેશકની જોડીમાંથી છૂટો કરાયો, ત એટલે સુધી કે આ બે પ્રેરિતો ફરીથી એક બીજાને જોઇ શકયા નહિ; તો પણ તેઓમાં વૈરભાવ હતો એમ કહી શકાય નહિ, કારણ કે ગુસ્સાની લાગણીઓ જલદીજ સમી ગઇ, અને જુનો પ્રેમ ફરીથી તાજો થયો. પાઉલ પોતાનાં લખાણોમાં બાર્નાબાસને માનની નજરે જોતો દેખાય છે, અને પોતાના છેલામાં છેલા પત્રમા માર્કને પોતાની પાસે રૂમમાં લેતા આવવાની વિનંતિ તીમોથીને કરતો જણાય છે. કદાપિ માર્કે બાર્નાબાસ સાથે ફરતાં જે કંઇ કામ કર્યું હશે તે પાઉલે સાંભળ્યું હશે.

દરમ્યાન એક બીજાથી જુદા થઇ પાઉલે પોતાના સાથી તરીકે સીલાસને પસંદ કરીને અંત્યોખની મંડળીના ભાઇઓથી દેવની કૃપામાં સોંપાયા બાદ સુરીયા તથા કીલકીના પ્રાંતોમાં જ્યાં તેણે પોતાની પહેલી મુસાફરી વખતે મંડળીઓ સ્થાપી હતી, ત્યાંના ખ્રીસ્તીઓની

મુસાફરીને નીકળી પડયો, અને બાર્નાબાસ યોહાન માર્કને સાથે લઇને પોતાના વતન પ્રાંત કુપ્રસ બેટ તરફ ગયો.

પાઉલ તથા સીલાસ સુરીયા તથા કીલકીઆંની મંડળીઓની મુલાકાત લેતાં લુસ્ત્રા તથા દેરબેમાં આવ્યા. અહિં માર્કની જગ્યા પુરનાર જુવાન તીમોથી તેમને મળી ગયો જેને પાઉલે માર્કની જગ્યાએ સેવાને અર્થે પોતાની સાથે લીધો; અને આપણે જોઇએ છીએ કે આ જુવાન આખર સુધી પાઉલને વિશ્વાસુપણાથી વળગી રહ્યો.

ત્યારબાદ ફરુગીઆ તથા ગલાતીના પ્રાંતોમાં ફર્યા પછી તેઓ એશીઆના મધ્ય ભાગ સુધી આવ્યા, અને જે જે શહેરોમાં પહેલી મુસાફરી વખતે મંડળીઓ સ્થાપી હતી તેમની મુલાકાત લીધી. હવે તેઓએ મુસયા થઇને બીથુનીઆ પ્રાંત જે ઘણી ઘીચ વસતીવાળો પ્રદેશ હતો, તે તરફ જવાનો વિચાર કીધો, પણ આત્માએ તેઓને તે બાજુ જવા દીધા નહિ; તેથી તેઓ ત્રોઆસ, જે ઇજીઅન સમુદ્રને કાંઠે એશીઆના કિનારા પર આવેલું હતું ત્યાં આવ્યા. અંત્યોખથી ત્રોઆસ સુધીની લાંબી મુસાફરીનો ખરેખરો હેવાલ આપણી પાસે પ્રેરિતોનાં કૃત્યના પુસ્તકમાં પુરતો નથી. પણ પાઉલનાં પોતાનાં લખાણો તેની આ મુસાફરીનો આપણને કંઇક ભાસ પાડે છે: લુકે જે વૃતાંત લખ્યું છે તે પણ ઘણું જ ઉપયોગી છે છતાં તે કેટલેક અંશે અધુરૂં હોય એમ પાઉલનાં પોતાના લખાણો વાંચતાં જણાય છે. એક જગ્યાએ પાઉલ દલીલ કરતાં કહે છે કે "શું તેઓ ખ્રીસ્તના સેવકો છે? વધારે કામોથી, અતીશે ફટકાઓથી, અદકી કેદોમાં. વારે વારે મરણોથી હું વત્તો છું. પાંચ વાર મેં યહુદીઓથી ઓગણચાળીસ ફટકા ખાધા, ત્રણ વાર મેં છડીનો માર ખાધો, એક વાર પત્થરોનો માર ખાધો, ત્રણ વાર મારૂં વહાણ ભાંગ થયું. એક રાત દહાડો હું ઉંડાણમાં હતો; ઘણી

સફરોમાં, નદીઓના ભયમાં, લૂટારાઓના ભયમાં, સ્વદેશીઓના ભયમાં, પરદેશીઓના ભયમાં, શહેરના ભયમાં, રાનના ભયમાં, સમુદ્રના ભયમાં, ખોટા ભાઇએના ભયમાં, શ્રમ તથા કષ્ટમાં, વારવારના ઉજાગરાઓમાં, ભૂખ તથા તરસમાં, વારંવારના ઉપવાસોમાં, ટાઢ તથા નાગાપણામાં હું હતો."

આ અજાયબ જેવા લાંબા લીસ્ટમાંની બહુજ થોડી વાતો લુકે નોંધી છે. યહુદીઓના પાંચ વારના ફટકા વિષે તેણે કંઇજ લખ્યું નથી; રૂમીઓથી ત્રણ વાર છડીના મારમાંથી તે એકજ વખત વિષે લખે છે; એક વારના પત્થરના માર વિષે લુકે લખ્યું છે, પણ ત્રણ વાર વ્હાણ ભંગમાંના એકેનું વર્ણન આપ્યું નથી; કારણ રૂમ જતાં જે વ્હાણ ભંગ થયું અને જેની હકીકત લુકે ઘણી સારી રીને લખી છે, તે બનાવ પાછળથી બનવા પામ્યો હતો. લુકનો કદાચ એવો ઇરાદો હોય કે જે મહાન પુરૂષનું જીવન વૃતાંત તે લખતો હતો તેમાં કંઇજ અતિસ્યોક્તિ કરવી નહિ; પણ આપણે જોઇએ છીએ કે તેણે ઘણીએક ખાસ જાણવા જોગ બીનાઓ પણ નોંધી નથી. મહીનાઓ અને વર્ષોની લાંબી મુસાફરીને તેણે કોઇકવાર તો બે ત્રણ વાક્યોમાંજ પતાવી દીધી છે; છતાં પણ તેનું લખાણ દુનિયાને ખરેખર ઘણુજ ઉપયોગી છે.

ત્યારે એમ જણાય છે કે પોતાને હવે કઇ દીશામાં જવાનું છે તે જાણ્યા સિવાય આત્માના દોરવ્યાથી પાઉલ ત્રોઆસ બંદરે આવ્યો પણ જ્યારે તેણે સામે કિનારે યૂરોપ દેશ નિહાળ્યો ત્યારે આત્મા તેને કયાં લઇ જનો હનો તે વિષે કંઇ શક આવ્યો નહિ હોય હવે તે એવા એક દેશની નજદીક આવી પહોચ્યો હતો કે જેમાં સૈકાંથી સુધરાનાં તથા ઉન્નતિનાં કિરણો પ્રકાશી રહ્યાં હતાં. ત્રોઆસથી ફક્ત ચારજ માઇલને અંતરે પ્રખ્યાત ટ્રોય શહેરનાં ખંડેરો દેખાતાં હતાં, જ્યાં યુરોપ અને એશિયા ખુનખાર લડાઇમાં ઉતર્યાં હતાં,

અને જેનું વર્ણન હોમરે પોતાનાં કાવ્યોમાં ઉમદા રીતે વર્ણવ્યું છે. સામી બાજુએ ગ્રીસ તથા રોમના સુંદર પ્રદેશો નજરે પડતા હતા, જેમાંથી વિદ્યા, હુન્નર તથા હકુમત તે વખતની આખી જાણીતી દુનિયા પર પ્રસરી રહ્યાં હતાં. પાઉલનું હૃદય જે ખ્રીસ્તના મહિમાના ફેલાવાને માટે ઘણુજ આતુર હતું, તે આવા પ્રદેશોમાં ઝંપલાવાને ઉત્સુક થયા વગર કેમ રહી શકે? અથવા આત્માજ તેને આ પ્રદેશો તરફ દોરી લાવ્યો હતો એમ માનવાને તે જરાપણ આચકો કેમ ખાય? તે જાણતો હતો કે ગ્રીસ પોતાની ઘણી વિદ્યા છતાં મુક્તિના માર્ગથી હજી અળગું હતું, અને રૂમીઓ જો કે તે વખતની આખી પૃથ્વીના ધણી હતા તોપણ આવનાર પૃથ્વીનો ખરેખરો અને અવિનાશી વારસો મેળવવાનો રસ્તો હજી તેઓ જાણતા નહોતા. પણ પાઉલ પોતાના હૃદયમાં તારણનો મર્મ લઇને ફરતો હતો, જેની આ બન્ને પ્રજાઓને ઘણીજ અગત્ય હતી.

આવા આવા અનેક વિચારોથી તેનું મગજ ભરેલું હતું એવામાં એક સાંજે દિવસના કામથી પરવારી રાત્રીનો વિસામો લેવા પોતાના બીછાના પર પડેલો હતો. ઇજીઅન સમુદ્રનાં મોજાંનો ખળખળ કરતો અવાજ તેને કાને અથડાતો હતો, એવામાં સામે કિનારે તેણે એક માણસને ઉભેલો જોયો, કે જે કિનારા તરફ પોતાના બીછાના પર જવા પહેલાં તે આતુરતાથી જોતો હતો. આ માણસ પાઉલને બુમ પાડીને કહેતો હતો કે, "માકેદોન્યામાં આવીને અમારી સહાય કર." પાઉલ ઉંઘમાંથી જાગી ઉઠતાં તરતજ સમજી ગયો કે ખરેખર આ એક આત્મિક દર્શન હતું, અને પ્રભુનો આત્મા તેને યુરોપ ખંડના દેશોમાં મોકલવા માગતો હતો. બીજેજ સવારે સુરજ પ્રકાશતાંની સાથે પાઉલ અનેક તર્કવિતર્કોથી ભરપુર, માકેદોન્યાના કિનારા તરફ પોતાની નજર રાખીને એક વહાણના તુતક પર બેસીને ઇજીયન સમુદ્ર ઓળંગવા લાગ્યો.

પાઉલથી એશિયાથી યૂરોપની આ સફરમાં ઇશ્વરે યુરોપને ખાસ આશીર્વાદ આપ્યો હોય એમ દેખાય છે. તારનારે એશિયામાં જન્મ લીધો હતો; અને ખ્રીસ્તી ધર્મની શરૂઆત પ્રથમ એશિયામાં થઇ હતી. ખરૂં જોતાં તે પ્રથમ એશિયાના પ્રદેશોમાં ફેલાવો જોઇતો હતો. અરબસ્તાન, ઇરાન અને અફઘાનિસ્તાન, જેનો કબજો હાલ જુઠા ભવિષ્યવાદીઓએ મેળવેલો છે, તેમાં તે ફેલાયો હોત; મધ્ય એશિયામાં આવી ચીન, જાપાન, ટીબેટ, હિમાલયના પ્રદેશોમાં, અને ગંગા, જમના તથા સિન્ધુના પ્રદેશોમાં અસંખ્ય દેવદેવીઓનાં દહેરાં ઉખેડી નાખ્યાં હોત; અને જો એ પ્રમાણે થયું હોત તો આ જમાનામાં ખ્રીસ્તી ઉપદેશકો હિન્દ, જાપાન, ઇત્યાદિ પ્રદેશોમાંથી સુવાર્તાને અર્થે યુરોપ, અમેરીકા ઇત્યાદિ પ્રદેશોમાં જાત પણ ઇશ્વરે આ માન અને મહિમા યુરોપિયન પ્રજાને આપ્યું એમ જયારે આપણે પાઉલને ઇજીયન સમુદ્ર ઓળંગી યુરોપના કિનારા પર ઉભેલો જોઇએ છીએ ત્યારે માન્યા વગર રહી શકતા નથી.

ગ્રીસ દેશ એશિયાના કિનારાઓની નજદીક હોવાથી યુરોપમાં પાઉલનું પ્રથમ કામ તે દેશમાં થવા પામ્યું. દુનિયાના બીજા પ્રદેશોની માફક ગ્રીસ પણ આ વખતે રૂમી બાદશાહને તાબે હતું. રૂમીઓએ તેના બે પ્રાંત બનાવ્યા હતા; ઉત્તરના ભાગને માકેદોન્યા કહેતા, અને દક્ષિણ પ્રાંતને આખાયા કહેતા હતા. જેથી કરીને માકેદોન્યા પાઉલના ગ્રીક મિશનનો પહેલો દેખાવ હતો. આ પ્રદેશમાં રૂમીઓએ પૂર્વથી માંડીને છેક પશ્ચિમ સુધી એક મોટો ધોરી રસ્તો બાંધ્યો હતો, જેથી વહાણમાંથી ઉતરીને આ સીધી સડકે ખ્રીસ્તી ઉપદેશકોએ ચાલવા માંડયું. પ્રથમ જે જગ્યાનું વર્ણન લુક આપે છે તે માકેદોન્યા પ્રાંતનું મુખ્ય શહેર ફીલીપી હતું. આ શહેર રૂમી બાદશાહતથી આબાદ કરવામાં આવતું હતું. અહિં રૂમી લશ્કરની છાવણી હતી, એટલુંજ નહિ પણ ઇજીયન સમુદ્રના કિનારાથી ફક્ત

આઠ માઇલ દૂર હોવાથી વેપાર રોજગારમાં પણ કુશળ હતું; વળી પાસેના ડુંગરાઓમાંથી સોનું તેમજ બીજા કીમતી ખનીજ પદાર્થો નીકળતા હતા. આવા આબાદ શહેર તરફ પાઉલનું મન લલચાય એ સ્વાભાવિક છે, અને તેથીજ તેણે સામોથ્રાકી તથા નેઆપોલીસ ગામોને રસ્તામાં પડતાં મુકીને સીધી ફીલીપી શહેરની સડક પકડી. દક્ષિણ પ્રાંત કરતાં આ ઉત્તર પ્રાંતમાં ગ્રીક પ્રતિષ્ઠા વધતી ઓછી સડવા પમી હતી. તોપણ માકેદોન્યાના ગ્રીકો જેઓએ ચાર સૈકાં પહેલાં પોતાના લડવૈયાઓને સૃષ્ટિ જીતનાર બનાવ્યા હતા તેઓમાં પણ હજી વધતું ઓછું શૂરાતન નજરે પડતું હતું. પાઉલે અહીં જે મંડળીઓ સ્થાપી તેઓથી તેને બીજી બધી મંડળીઓ કરતાં વધારે દિલાસો મળેલો દેખાય છે. તેના બધા પત્રોમાં ફીલીપીને તથા થેસ્સાલોનીકાની મંડળીને તેણે જે પત્રો લખ્યા છે તે ઘણાજ ઉત્સાહ વર્ધક તથા આનંદ ઉપજાવે એવા દેખાય છે.

ફીલીપી શહેરમાં કેટલાક યહુદીઓ વસતા હતા, પણ અહિં તેમને પોતાનું સભાસ્થાન હોય એમ જણાતું નથી, અને તેથી "શહેર બહાર નદીને કાંઠે" ઘણું કરીને પ્રાર્થના થતી હતી. ત્યાં પાઉલ પણ પોતાની રીત મુજબ જાય છે, અને સુવાર્તા પ્રગટ કરતાં પ્રથમ જે ફળ મળે છે તે લુદીઆ નામની એક સ્ત્રી તથા તેનું કુટુંબ હતું. આ સ્ત્રી ઘણી ધાર્મિક હતી અને ખ્રીસ્તી થયા બાદ પ્રેરિતોને તેણે પોતાના ઘરમાં રાખ્યા હતા. ફરીથી બીજી વખતે જ્યારે પાઉલ તથા તેના સાથીઓ પ્રાર્થનાની જગ્યાએ જતા હતા ત્યારે તેમને એક જુવાન છોકરી મળી જેમાં અગમસૂચક આત્મા હતો. અને તેના માંત્રિકપણાથી તેની પાછળ કેટલાક આળસુ જુવાનીઆ પોતાનું પેટ ભરતા હતા. પ્રેરિતોને જોઇને તે તેઓને ઓળખી ગઇ. અને ઘણા દિવસ સુધી તેણી જ્યારે જ્યારે ઉપદેશકો બહાર જતા ત્યારે તેમની પાછળ બુમ પાડતી કે 'આ માણસો પરાત્પર દેવના સેવકો છે, જેઓ તારણનો

માર્ગ આપણને દેખાડે છે." આખરે પાઉલે તેની ધુમોથી અકળાઇને અગમસૂચક આત્માને આજ્ઞા કરીને તેણીમાંથી દૂર કર્યો. જ્યારે તેણીના ધણીઓએ જોયું કે તેમના રેટલા હવે ટળ્યા, ત્યારે તેમણે પાઉલ તથા બાર્નાબાસને પકડીને પ્રથમ ચૌટામાં અને પછી અધિકારીઓની સમક્ષ ખેંચી આણ્યા, અને તેમના પર જુઠું તહોમત મુક્યું કે આ માણસો શહેરની શાંતિનો ભંગ કરે છે, અને એમ આખા શહેરને પ્રેરિતોની વિરૂદ્ધ ઉશ્કેર્યું, જેથી અધિકારીઓએ તેમને ફટકા મારીને સખત રીતે કેદ કીધા. અહિં મધ્યરાત્રે ઇશ્વરે ચમત્કારિક રીતે તેમનાં બંધનો છોડયાં, અને જેલના દરોગાએ આ ચમત્કાર જોઇને વિશ્વાસ કીધો, પ્રેરિતોની બરદાસ્ત કરી અને તે તથા તેનું કુટુંબ ખ્રીસ્તી થયું. પણ જ્યારે અધિકારીઓએ જાણ્યું કે પાઉલ તથા સીલાસ રૂમી છે ત્યારે તેઓ બીધા, જેથી તેઓએ પોતે કેદખાનામાં આવી પ્રેરિતોને મુક્ત કર્યા, અને શહેરમાંથી નીકળી જવાની વિનંતી કરી. પણ ફીલીપીમાંથી નીકળવા અગાઉ તો પાઉલે તેમાં પોતાની નાની ટોળી ઉભી કરી દીધી હતી. ફીલીપીના ખ્રીસ્તીઓ પાઉલને ખરા પ્રેમથી આખર સુધી વળગી રહ્યા, જેથી પાઉલને પણ ઘણોજ આનંદ થતો. મંડળીના સભાસદો જોકે ગરીબવર્ગના હતા તોપણ તેઓ ઘણા ઉદાર દિલના હતા. પાઉલની દૈહિક જરૂર આતો પણ તેઓ વખતોવખત પૈસાની મદદ મોકલી પુરી પાડતા. છેલ્લી વખતે જ્યારે પાઉલ રૂમમાં કેદી હતો ત્યારે પણ તેમણે પોતાના એક ઉપદેશક એપાફ્રોદીતને આવી મદદ લઇને રૂમમાં પાઉલની ખબરઅંતર લેવા મોકલ્યો હતો. પાઉલ જો કે ઘણીએક જગ્યાઓએ પોતાને હાથે ઉદ્યોગ કરી પોતાનું ગુજરાન કરતો જણાય છે તોપણ આ મંડળીની પ્રેમી ભેટ તે ઘણા આનંદસહિત સ્વીકારે છે.

ફટકાઓના ઘા હજી તો રૂઝાયા પણ નહોતા, છતાં ફીલીપીથી પાઉલને નીકળવું પડયું, પણ નીકળતી વખતે તેણે મંડળીની સંભાળને માટે તીમોથીને તથા લુકને ફીલીપીમાંજ રાખ્યા, અને પોતે સીલાસને લઇને એજ પ્રાંતના બીજા એક આબાદ શહેર તરફ જવા નિકળ્યો. રસ્તામાં આમ્ફીપેલીસ તથા આપલોનીઆ પડતા મુકીને પાઉલ તથા સીલાસ થેસ્સાલોનીકામાં આવ્યા. માકેદોન્યા પ્રાંતના આબાદ શહેરોમાંનું થેસ્સાલોનીકા પણ એક હતું. કેટલાક વખત સુધી તે પણ પ્રાંતનું મુખ્ય શહેર હતું. એક ગ્રીક અમીર જેણે સીકંદર મોટાની થેસ્સાલોનીકા નામની બ્હેન સાથે લગ્ન કર્યાં હતાં, તેણે પોતાની સ્ત્રીના સ્મર્ણાર્થે આ શહેર આબાદ કરીને તેને થેસ્સાલોનીકા નામ આપ્યું હતું. હાલ તેને સાલોનીકા કહે છે. પાઉલના જમાનામાં તે પણ બીજાં કેટલાંક ગ્રીક શહેરોની માફક વેપારરોજગારમાં ઘણુંજ આબાદ હતું. અહિં યહુદીઓનું એક સભાસ્થાન હતું જ્યાં પાઉલે ત્રણ વિશ્રામવાર સુધી પોતાની રીત પ્રમાણે યહુદીઓને ઉપદેશ કરીને ધર્મલેખોથી સાબીત કરી આપ્યું કે ખ્રીસ્ત તેજ જગતનો તારનાર છે; અને યહુદીઓ જ્યારે વાદવિવાદમાં પાઉલને હરાવી શકયા નહિ ત્યારે તેઓએ શહેરના લોફરોને ઉભા કરીને પ્રેરિતોની વિરૂદ્ધ ઉશ્કેર્યા અને આખું શહેર ખળભળાવ્યું. પણ જ્યારે પાઉલ તથા સીલાસ તેમને જડ્યા નહિ ત્યારે તેમણે પાઉલના યજમાન યાસનને તથા બીજા ભાઇઓને પકડીને અધિકારીઓ સમક્ષ આણ્યા અને કહેવા લાગ્યા કે જેઓએ જગત ઉથલપાથલ કીધું છે તેઓ અહિં પણ આવ્યા છે, અને કાઇસારની ઉપર ઇસુ નામનો બીજો એક રાજા છે એવું લોકોને શિખવતા ફરે છે. તેઓને આ યાસને ઉતારો આપ્યો છે. શહેરના અધિકારીઓ પણ આવું ભારે તહોમત સાંભળીને ગભરાયા, પણ પાઉલ તથા સીલાસ ન મળવાથી તેઓએ યાસન તથા બીજા ભાઇઓને જામીન લઇને છોડી મુકયા. બીજી રાત્રે ભાઇઓએ પાઉલને તથા સીલાસને

બેરીઆ મોકલી દીધા. આવા તોફાનમાં પણ પાઉલ સુવાર્તાનું બીજ વાવ્યા સિવાય નીકળ્યો નહિ. તેના ત્રણ સાબ્બાથના ઉપદેશથી સાંભળનારાઓમાંના "ઘણાએક, તથા ધાર્મિક યહુદીઓમાંના ઘણા લોક, તથા આબરૂવંત ઘણી બાઇઓએ" વિશ્વાસ કીધો હતો, અને એમ થેસ્સાલોનીકામાં પણ મંડળી સ્થાપીનેજ તે ત્યાંથી બ્હાર નીકળ્યો.

થેસ્સાલોનીકાથી નીકળીને પાઉલ તથા સીલાસ બેરીઆમાં આવ્યા. અહિં તીમોથી ફીલીપીથી આવીને તેમને મળ્યો. પાઉલ આ શહેરમાં પણ પોતાની રીત મુજબ પ્રથમ યહુદીઓના સભાસ્થાનમાં ગયો. અહિંના વતનીઓ થેસ્સાલોનીકાના વતનીઓ કરતાં વધારે સમજુક હતા, કારણ કે જે વાતોનો તેઓ અંગીકાર કરીને વિશ્વાસ કરતા તે ખરી છે કે કેમ તે જોવાને ધર્મલેખો તપાસી જોતા; અને પાઉલના ઉપદેશથી તેઓમાંના ઘણાએક પુરૂષોએ તથા સ્ત્રીઓએ પણ વિશ્વાસ કીધો; એમ અહિં પણ મંડળી સ્થાપન થઇ. પણ જ્યારે થેસ્સાલોનીકાના યહુદીઓએ આ સાંભળ્યું ત્યારે તેઓ અહિં પણ દોડી આવ્યા અને લોકોને પાઉલની વિરૂદ્ધ ઉશ્કેર્યા. પાઉલને કંઈ શારિરીક ઇજા થવા પામે નહિ એ ઇરાદાથી ભાઇઓએ તેને તરતજ સમુદ્ર તરફ મોકલી દીધો. પણ સીલાસ તથા તીમોથી મંડળીની દેખરેખ માટે બેરીઆમંજ રહ્યા. હવે પાઉલ રસ્તો દેખાડનારાઓની સાથે ગ્રીસના પાટનગર આથેનાય ( આથેન્સ ) તરફ ચાલ્યો. આ શહેરમાં તેને મદદનીસની જરૂર જણાવાથી જેઓ તને અહિં સુધી મુકવા આવ્યા હતા તેમની સાથે કહી મોકલાવ્યું કે સીલાસ તથા તીમોથી જલદી પાછા તેની પાસે આથેન્સમાં આવે. એમ સખત વિરોધતા છતાં એક પછી એક દરેક શહેરોમાં ખ્રીસ્તી મંડળીઓ સ્થાપવામાં આવી, જેથી લગભગ આખા માકેદોન્યા પ્રાંતમાં સુવાર્તાની વધામણીનો ડંકો રણકી રહ્યો હતો.

માકેદોન્યા છોડીને પાઉલ દક્ષિણમાં આખાયા પ્રાંત તરફ વળ્યો. હવે તે ગ્રીસના ખરા ભાગમાં દાખલ થયો. તેની આથેન્સ તરફની

મુસાફરીમાં દેશની સુંદરતા ચારેબાજુ ઝળકી રહી હતી. ઓલીમ્પસ ડુંગરાઓનાં બરફથી છવાએલાં સુંદર શિખરો તેની નજરે પડ્યાં, કે જ્યાં ગ્રીસના દેવતાઓનો વાસો હતો એવી ગ્રીકોની માન્યતા હતી, જેમ તે પોતાની સફરમાં આગળ વધતો ગયો તેમ સાલામીસનો બેટ તેની નજરે પડ્યો, કે જ્યાંથી ગ્રીકોની એક વખતની આબાદીનાં ઝાંખાં ઝાંખાં કિરણો હજી પણ નજરે પડતા હતાં. દેશના પાટનગર આથેન્સમાં તે આવ્યો. આથેન્સ શહેર ગ્રીક દેશની આંખ, ને શિલ્પવિદ્યા તથા પંડિતોની માતા કહેવાતું હતું. ગ્રીક લોકોનું સર્વોત્તમ અને શ્રેષ્ઠ કાર્યોનાં અદ્‌ભૂત સંગ્રહનું તે ઠેકાણું હતું. પૈરિયસ નામનું આ શહેરનું એક બંદર જે સાલામીસ બેટની ખાડી ઉપર શહેરથી છ માઇલ દૂર આવેલું હતું ત્યાંથી શહેર સુધી સડકની બન્ને બાજુએ લગભગ ૪૦ ફુટની ઉંચાઇની દીવાલ બાંધેલી હતી, અને તે ઉપર બન્ને બાજુએ અનેક દેવદેવીઓનાં તેમજ દેશના નામાંકિત પુરૂષોનાં સુંદર પુતળાં કોતરેલાં હતાં; તેઓમાં એક મીનરવા નામની દેવીની પ્રતિમા હતી જે લગભગ ૨૬ ફુટ જેટલી ઉંચી, કીમતી ધાતુઓની બનાવેલી હતી. શહેરની શેરીઓમાં તથા રસ્તાઓમાં પણ જ્યાં ત્યાં આરસપહાણ તેમજ જાતજાતની ધાતુઓનાં સુંદર પુતળાં જોવામાં આવતાં હતાં. તેની ચઢીઆતીના દિવસોમાં આથેન્સ દુનિયાનાં બીજાં બધાં સ્થળો કરતાં વધારે બાહોશ, હુંશયાર, અને મોટા વિદ્વાનોનું સ્થાન હતું. અને આ જમાનામાં પણ તેમનાં નામો હાલના આથેન્સને શોભા આપે છે. તેની ચઢતીના દિવસોને લગભગ ચાર સૈકાં વિતી ગયાં હતાં, અને આ ચાર સૈકાંમાં તેના પર ઘણીએક વિટંબણાઓ આવી પડવાથી તેની સુંદરતાનાં કિરણો ધીમે ધીમે મંદ થતાં જણાતાં: તોપણ તે એક મોટું નામાંકિત, સુધરેલું તથા વિદ્યાથી ભરપુર શહેર હતું. જુદી જુદી પાઠશાળાઓના તત્ત્વવેત્તાઓ, શિક્ષકો અને વિદ્યાર્થીથી શહેર ઉભરાઇ જતું હતું.

આજુબાજુના મુલકોમાંથી હજારો પૈસાદાર માણસો વિદ્યાને અર્થે અથવા પોતપોતાની જુદી જુદી મોઝમઝા પુરી પાડવા અહિં આવી વસેલા હતા. અને કોઇ નવા મુસાફરને તો આ બધું જોઇને એમજ લાગે કે દુનિયાઇ સુખભોગનું મોટામાંમોટું સ્થળ આથેન્સ શહેરજ છે. પાઉલ જ્યારે આથેન્સમાં આવ્યો ત્યારે શહેરની સુંદરતા તથા તેમાં ચાલતી મૂર્તિપૂજા તથા લોકોની આત્મિક સ્થિતિ નિહાળીને "તેનો આત્મા બળી ઉઠ્યો." આથેન્સ શહેર વિષે તેણે અગાઉ પુસ્તકોદ્વારાએ ઘણુંએક જાણ્યું હશે. શહેરમાં ફરતાં ફરતાં તેણે એવી પણ એક વેદી જોઇ કે જેના પર "અણજાણીતા દેવને અર્થે" એવો લેખ લખવામાં આવ્યો હતો.

પાઉલે આથેન્સમાં આવીને પ્રથમ તો પોતાની રીત મુજબ સભાસ્થાનમાં યહુદીઓને અને પછી શહેરના ધાર્મિક વર્ગમાં તથા ચૌગાઓમાં જઇને રોજ રોજ જે કોઇ તેને મળતા તેમની સાથે વાદવિવાદ કરવો શરૂ કર્યો. સાંભળનારાઓમાં કેટલાએક એપીકુરી તથા સ્તોઇકી પંથના પંડિતો હતા, જેઓને પાઉલ બડબડીઆ જેવો લાગ્યો. એપીકુરી પંથ એપીક્યુરસ નામના એક ગ્રીક તત્ત્વવેત્તાએ સ્થાપ્યો હતો, જે લગભગ ઇ. સ. પૂ. ૩૪૪માં જન્મ્યો હતો અને ૨૭૦માં મરણ પામ્યો. તે એક વિદ્વાન માણસ હતો અને ઘણી જગ્યાએ ફરીને પોતાની માન્યતાનો બોધ આપતો હતો. તેના મતનાં ઘણાંખરાં સિદ્ધાંતો નાસ્તિક હતાં. તેના મતવાળાઓ એમ માનતા કે મનુષ્યનું ખરૂં સુખ ખુશ આનંદમાં રહેવામાંજ છે: એટલે સઘળા પ્રકારની ફિકર ચિંતા દૂર કરી ખુશી આનંદમાં રહેવું અને મનને તથા તનને જે જે જોઇએ તે પુરૂં પાડી શરીરના દરેક અવયવોને ખુશી રાખવા. સ્તોઇકી પંથનો સ્થાપક ઝેનો નામનો એક ગ્રીક તત્ત્વવેત્તા લગભગ ઇ. સ. પૂ. ૨૯૦માં થઇ ગયો. આ પંથવાળાને યુનાની મૂર્તિપૂજક ફરોશીઓ કહેવામાં આવતા ગ્રીકો તેમજ ઘણાખરા રૂમીઓ પણ આ પંથમાં દાખલ થતા. તેઓ સુખ-દુઃખ સમાન

ગણુતા, અને સૃષ્ટિકર્તા ઇશ્વરને માનતા નહિ; આત્માને કેવળ સ્થૂળ તત્ત્વ જેવો સમજીને અમર માનતા નહિ અને તેથી અલબત જ્યારે પાઉલ ખ્રીસ્તના મરણ તથા પુનરુત્થાનની વાત કરે તે તેમને રૂચે નહિ એ સ્વાભાવિક છે, એપીકુરી તથા સ્તોઇકી બંને મત જો કે એક બીજાથી જૂદા હતા, પણ પાઉલનો મત એ બંનેથી વિરૂદ્ધ હતો.

પણ આ મોટા શહેરના રહેવાશીઓ કંઇ ને કંઇ નવી નવી વાતો સાંભળ્યા કે શિખ્યા વિના બીજા કશામાં પોતાનો વખત ગાળતા નહિ. તેથી જ્યારે પાઉલનો આ નવો ઉપદેશ તેમના સાંભળવામાં આવ્યો ત્યારે કેટલાએક કહ્યું કે એ કોઇ પારકા દેવોને પ્રગટ કરનાર દેખાય છે, અને એ વિષે વધારે સાંભળવાની જીજ્ઞાસાથી તેઓ તેને અરેઓપાગસ નામની જગ્યાએ લાવ્યા. જ્યારે પાઉલ અરેઓપાગસમાં આવ્યો ત્યારે તેને આ જગ્યા તથા સાંભળનારાઓનો સમૂહ જોઇને આનંદ થયો હશે. તેણે મનમાં વિચાર્યું હશે કે હવે સુવાર્તા પ્રગટ કરવાનો ખરો લાગ મળ્યો છે. આ અરેઓપાગસ શહેરમાં એક ઉંચી જગ્યા હતી, જ્યાં ઘણા માણસો બેસી શકે એવી સગવડવાળું સુંદર આરસનાં પગથીઆંવાળું મકાન આવેલું હતું. ભાષણ કરનારને માટે પણ આરસનું સુંદર સીંહાસન હતું, જે પર ઉભા રહીને પાઉલે નીચે પ્રમાણે ભાષણ આપ્યું. તેનું ભાષણ ખરેખર ઘણુંજ ઉમદા તથા વિદ્વતા ભરેલું હતું; તે કંઈ ગ્રીક વિદ્વાનોથી ગાંજ્યો જાય તેવો નહોતો. તેના જમાનાનો તે પણ એક મોટો તત્ત્વવેત્તા હતો.

અરેઓપાગસમાં ઉભા રહીને પોતાની ટેવ પ્રમાણે પાઉલે હાથ લંબાવીને કહેવા માંડ્યું કે, "આથેનાથી માણસો, હું જોઉં છું કે તમે સઘળી બાબતોમાં કેટલેક દરજ્જે ધર્મશીળ છો, કેમકે માર્ગે ચાલતાં ચાલતાં જે દેવદેવીઓને તમે ભજો છો તેઓને હું જોતો હતો, ત્યારે મેં એક વેદી દીઠી, જે પર એમ લખેલું છે કે, અણજાણીતા દેવને અર્થે; માટે જેને તમે જાણ્યા વિના ભજો છો, તેને હું તમને

પ્રગટ કરૂં છું. જે દેવે જગત તથા તેમાંનાં સઘળાં ઉત્પન્ન કીધાં, ને આકાશ તથા પૃથ્વીનો પ્રભુ છતાં, હાથે બાંધેલાં મંદિરોમાં રહેતો નથી. અને જાણે તેને કંઇ ઓછું છે, માટે માણસોની હાથની સેવા તેને જોઇએ છે એમ નહિ, કેમકે જીવન તથા શ્વાસોચ્છ્વાસ તથા સર્વ વસ્તુ સર્વને તે પોતે આપે છે. અને જેણે માણસોની સર્વ દેશજાતિઓને આખી પૃથ્વીની પીઠ પર રહેવા સારૂ એકમાંથી ઉત્પન્ન કીધી, ને તેણે તેઓના નિમેલા સમય તથા તેઓના વારસાની સીમા ઠેરવી એ માટે કે તેઓ ઇશ્વરને શોધે ને કદાપિ તેઓ તેને ટંટોળીને પામે, તોપણ આપણામાંના કોઇથી તે વેગળો નથી. કેમકે આપણે તેનાથી જીવીએ છીએ, ને હોઇએ છીએ, જેમ તમારા કવિઓમાંના કેટલાએક પણ કહ્યું છે કે 'આપણે તેના વંશજો છીએ' હવે આપણે દેવના વંશજો છીએ માટે માણસોની કારીગરી તથા ચતુરાઇથી કોતરેલા સોના કે રૂપા કે પત્થરના સરખું દેવપણું છે એવો વિચાર કરવો નહિ."

અત્યાર સુધી તો ઘણીજ હોશિયારીથી અને બાહેશીથી શાંતપણે તેઓના દરેક મતોનું ખંડન કર્યા જતો હતો, અને શ્રોતાજનો પણ કંઇ નવીન મત સાંભળતા હોય એમ એકચિતે સાંભળતા હતા, પણ પાઉલની સુવાર્તાનો ખરો મુદ્દો હજી આવ્યો નહોતો. તેણે પોતાનું ભાષણ આગળ ચાલુ રાખતાં કહેવા માંડ્યું કે, "એ અજ્ઞાનપણાના સમયો પ્રત્યે દેવે આંખાડા કીધા ખરા, પણ હવે સત્ર જગ્યામાં સઘળાં માણસોને પસ્તાવો કરવાની તે આજ્ઞા કરે છે. કેમકે તેણે એક દિવસ ઠરાવ્યો છે જેમાં પોતાના ઠરાવેલા માણસવડે જગતનો ન્યાય ન્યાયીપણાએ તે કરશે, જે વિષે તેણે તેને મરીગએલાંઓમાંથી પાછો ઉઠાડવાથી સર્વને પ્રમાણ આપ્યું છે."

જ્યારે મરેલાંના પુનરૂત્થાન વિષે તેઓએ સાંભળ્યું ત્યારે ઘણાએ તેને હસી કાઢીને તેની મશ્કરી કરી; અને એક પછી એક સભામાંથી

ચાલવા માંડયું. કેટલાએક કહ્યું કે એ વિષે અમે બીજી કોઇવાર સાંભળીશું. પોતાની વિદ્યા અને જ્ઞાન આગળ પાઉલની સુવાર્તા તેમને હસવા જેવી લાગી. તેઓએ પાઉલની વિરૂદ્ધ કોઇ જાતની સતાવણી કે તકરાર જેવું તો કર્યું નહિ; પણ સુવાર્તા સાંભળવાની કંઇ પરવાજ દેખાડી નહિ પાઉલને આથી ઘણું દુઃખ થયું હોય એમ દેખાય છે. તે જેવી રીતે આથેન્સમાં પેઠો હતો તેવીજ રીતે ગુપચુપ તેમાંથી તેની સામે પોતાના પગની ધૂળ ખંખેરીને નીકળી ગયો, અને ફરીને કદી તેમાં પાછો પગ મુક્યો નહિ. બીજા કોઇ શહેરમાં તેણે આવી સખત હાર ખાધી નહોતી. ઘણીએક સખત સતાવણીઓનો તેને અનુભવ હતો, અને તેમને કેવી રીતે સહન કરવી તે તે શીખ્યો હતો; પણ અહિં તેને આવી સતાવણીઓ કરતાં પણ વિશેષ દુઃખ થએલું દેખાય છે. તેની સુવાર્તાને કંઇ વિરૂદ્ધતા નડી નહિ, પણ તેથી કંઇ ફાયદો ઉપજાવી શકી નહિ. આથેન્સના રહેવાસીઓએ તેને એક બકબકીઓ ગણી કાઢયો. આથી તેને જે દુઃખ થયું તેના ઘા પત્થરોના અને ફટકાઓના મારથી પણ વધારે ઉંડા લાગ્યા; અને આ બનાવથી તે જેટલો નિરાશ થયો તેટલો કદાચ બીજી કોઇ વખતે થયો નહિ હોય. આથેન્સ છોડીને તેણે તેજ પ્રાંતના બીજા એક મોટા શહેર કરીંથ તરફ ચાલવા માંડયું. આ વખતે તે આપણને કહે છે કે "અબળપણામાં, તથા ભયમાં તથા ઘણી ધ્રુજારીમાં" હું કરીંથમાં આવ્યો; કારણ કે મારૂં ભાષણ "માનવી જ્ઞાનની મનોહર વાતોથી" ભરેલું નહોતું, પણ "આત્માના તથા પરાક્રમના પ્રમાણથી" ભરપુર હતું. આ આત્માનું પરાક્રમ આથેન્સમાં તદન નિષ્ફળ નિવડયું નહિ. પાઉલના ભાષણથી કેટલાએક માણસોએ તેની ગમ ફરીને વિશ્વાસ કીધો, જેઓમાં દીઓનુસીઅસ, અરીઓપાગસી તથા દામારીસ નામે એક બાઇ તથા બીજા તેઓની સાથે હતા.

પાઉલે આથેન્સ છોડયાબાદ ત્યાંની આ નાની મંડળીની ખબર

લીધી હોય એમ દેખાતું નથી, તોપણ પહેલા સૈકાની આખરે અને બીજા સૈકાની શરૂઆતમાં ત્યાં એક મોટી મંડળી હતી, અને તે કદાચ દીઓનુસીઅસના વિશ્વાસનું અને શ્રમનું પરિણામ હોય હાલ જેઓ આથેન્સ શહેરની મુલાકાતે જાય છે તેઓ પાઉલના વખતના આથેન્સને યાદ કરતાં ખરેખર અજાયબ થયા વગર રહેતા નહિ હોય. અસંખ્ય દેવદેવીઓની મૂર્તિઓનાં દહેરાંને ઠેકાણે હાલ તેઓની દૃષ્ટિએ સુંદર ખ્રીસ્તી દેવળોના મિનારાઓ ઠેરઠેર નજરે પડે છે, જેઓ શહેરની સુંદરતામાં ઓર વધારો કરતા હોય એમ દેખાય છે.

લગભગ ૪૦ માઇલની મુસાફરી કરીને પાઉલ હવે કરીંથમાં આવ્યો. આ પણ એક ઘણુંજ મોટું તથા સુંદર શહેર હતું. રૂમીઓએ તેને આખાયા પ્રાંતનું મુખ્ય નગર બનાવ્યું હતું. વેપાર-રોજગારનું તે એક મોટું મથક હતું; તેની સાથે દુનિયામાં ચાલતી સર્વ જાતની ભ્રષ્ટતાનું તે સ્થળ હતું. કરીંથીઓ પણ આથેનાયીઓની માફક વિદ્વાન તથા બાહોશ હતા, અને જે જાતનો આવકાર પોતાને આથેન્સમાં મળ્યો હતો તેવોજ કદાચ અહિં પણ મળશે એવી બીક પાઉલને પ્રથમ તો લાગી. શું સુવાર્તાનો સંદેશો આ પ્રજાને માટે નહિ હોય? આ સવાલ તેના મનમાં ગુંચવાતો હતો, કેમકે તેમને કોઇ જાતની અછત ન હોય એવા તેઓ દેખાતા હતા. પાઉલને નિરાશા ઉપજાવનારી બીજી પણ કેટલીએક અડચણો હતી. કરીંથ તે વખતનું પેરીસ હતું, દરેક જાતની મોજશોખથી તથા વિષયવાસનાથી ભરપુર હતું, નિર્લજ રાક્ષસી દુર્ગુણો પુષ્કળ વધી ગયા હતા. શું આવા રાક્ષસી દુર્ગુણોમાંથી તેમનો છૂટકો કરી શકાય? આ સવાલ તેના અંતરમાં સુળની માફક ખુંચતો હતો. તે ઉપરાંત વળી યહુદી વિરૂદ્ધતા પણ ઘણી સખત દેખાઇ, અને તે એટલે સુધી કે સભાસ્થાનમાં જવાનું પણ તેને છોડી દેવું પડ્યું. પોતાના અંતઃકરણની ખરી લાગણી સહિત તેણે તે છોડયું. શું

આ ખ્રીસ્તી મોંઘો આ રણક્ષેત્રમાંથી હાંકી કાઢવામાં આવતો હતો? પ્રથમ તો એમજ દેખાયું.

જ્યારે પાઉલે પોતાની રીત મુજબ પ્રથમ યહુદીઓમાં સુવાર્તાનું કામ શરૂ કર્યું, અને ઇસુ ખ્રીસ્ત તેજ જગતનો ઉદ્ધારનાર છે એમ સાબિત કરવા માંડયું ત્યારે તેઓ સઘળા તેની વિરૂદ્ધ થયા. આ વખતે સીલાસ તથા તીમોથી જેઓ બેરીઆમાં હતા તેઓ પણ પાઉલ પાસે આવ્યા, જેથી તેને હિમ્મત આવી અને વધારે જુસ્સાથી યહુદીઓને સુવાર્તાની સાહેદી આપવા લાગ્યો, પણ જ્યારે સખત વિરૂદ્ધતા જોઇ ત્યારે તેણે તેઓને કહ્યું કે "તમારૂં લોહી તમારે માથે છે," મેં મારી ફરજ બજાવી છે, હવેથી હું વિદેશીઓ પાસે જઇશ. પણ હવે તેના કામની દિશા બદલાઇ; આવા કટોકટીના સમયે પ્રભુએ તેને દર્શન દઇને હિમ્મત આપી. "બિહીતો ના, પણ બોલજે, છાનો ના રહેતો, કેમકે હું તારી સાથે છું, ને તને દુઃખ દેવા સારૂ કોઇ તારા પર આવી પડશે નહિ; કારણ કે આ શહેરમાં મારાં ઘણા લોક છે." આથી પ્રેરિતને હિમ્મત આવી અને નિરાશાનાં કિરણો અસ્ત થઇ ગયાં. યહુદીઓ જો કે તેના પર "એકચિતે" તુટી પડ્યા, અને તેને રૂમી હાકેમ ગાલીઓની પાસે ઘસડી લાવ્યા, પણ હાકેમે તેમને અપમાન તથા ધિક્કારસહિત પોતાના મહેલ આગળથી હાંકી કાઢ્યા. સભાસ્થાનનો આગેવાન ક્રિસ્પસ તથા તેનું કુટુંબ તેમજ ઘણા કરીંથીઓ પણ પાઉલની વાત સાંભળીને બાપ્તિસ્મા પામી ખ્રીસ્તી થયા. પાઉલને આ મોટા શહેરમાં તેનાં બે હિતેચ્છુ, આકુલા તથા પ્રિસ્કીલા, જેઓ તેના જેવોજ ધંધો કરનાર હતાં તેમને ઘેર રહેવાનું મળ્યું. તેઓને ઘેર તે લગભગ દોઢ વર્ષ રહ્યો, અને આ મોટા શહેરમાં એક મોટી મંડળી સ્થાપી. એમ આખાયા પ્રાંત જે દુનિયાના જ્ઞાનનું મધ્યબિંદુ હતું તેની વચમાં પણ વધસ્તંભની વિજયી ધ્વજા ઉંચી કરવામાં આવી.

કરીંથમાં દોઢ વર્ષ રહ્યા બાદ ત્યાંથી નીકળીને પાઉલ તથા તેના

સાથીઓ—સીલાસ, તીમોથી, આકુલા તથા પ્રિસ્કીલા-કેંખરીઆમાં આવ્યા. ઇશ્વરે પાઉલને આ મોટી મુસાફરીમાં સંભાળ્યો, તથા તેના કામમાં પુષ્કળ આશીર્વાદ આપ્યો, માટે જે માનતા તેણે ચઢાવી હતી તે કેંખરીઆમાં તેણે પોતાના માથાના વાળ ઉતરાવીને પુરી કરી.

કેંખરીઆથી નીકળીને પાંચે જણ એફેસસ ગયાં; અહિં પણ પાઉલે સભાસ્થાનમાં સુવાર્તાનું કામ કર્યું. તેના સાથી ભાઇઓએ તેને પોતાની સાથે એફેસસમાં વધારે દિવસ રહેવાની વિનંતિ કરી, પણ ઇશ્વરેચ્છા હશે તો હું ફરી તમારી પાસે પાછો આવીશ એવું વચન આપીને તેણે તેઓને ત્યાં મુક્યાં, અને તીમોથીને દક્ષિણ ગલાતિની મંડળીઓની ખબર લેવા મોકલીને પોતે કાઇસારીઆ થઇને યરૂશાલેમ ગયો. ત્યાંની મંડળીને પોતાના કામની ફતેહ જાહેર કરી પાછો પોતાને મુખ્ય મથક અંત્યોખમાં આવ્યો. આ વખતે તીમોથી પણ ગલાતીની મંડળીઓ—અંત્યોખ, ઇકોની, લુસ્ત્રા તથા દેરબેની ખબર લઇને અંત્યોખમાં આવીને પાઉલને મળ્યો.

——:o:——

## ૧૩. પાઉલની ત્રીજી ધર્મપ્રસારક મુસાફરી.

પાઉલ જ્યારે પોતાની બીજી મુસાફરીમાંથી યરૂશાલેમ તથા અંત્યોખ આવ્યો ત્યારે ત્યાંના ભાઇઓની આગળ તેને ઘણીએક ઉત્તેજનદાયક વાતો કહેવાની હશે, પણ ત્યાં તે ઘણો વખત થોભ્યો હોય એમ જણાતું નથી. થોડોક વખત ત્યાં રહીને પોતાની ત્રીજી મુસાફરીમાં નીકળી પડેલો આપણે તેને જોઇએ છીએ.

બીજી મુસાફરીમાં પાઉલે ગ્રીસ દેશના પ્રદેશોમાં સુવાર્તાનાં બીજ વાવ્યાં હતાં. તેથી એમ તર્ક બાંધી શકાય કે કદાચ આ ત્રીજી મુસાફરી વખતે તેની નજર રૂમ શહેર તરફ હોય. પણ જો નકશા તરફ નજર કરીએ તો માલુમ પડશે કે એશિયામાઇનર કે જ્યાં તેણે

પોતાની પહેલી મુસાફરી વખતે મંડળીઓ સ્થાપી હતી, અને ગ્રીસના પ્રાંતો જેઓને તેણે બીજી મુસાફરી વખતે જીત્યા હતા, તેમની વચ્ચે આશિયા નામનો એક ઘાડી વસ્તીવાળો પ્રાંત આવેલો હતો, તેથી પોતાની ત્રીજી મુસાફરીમાં આ પ્રાંતમાં તે ઉતરી પડયો, અને પ્રાંતના મુખ્ય શહેર એફેસસમાં લગભગ ત્રણ વર્ષ રહીને તે પ્રાંતને પણ પોતાની પ્રથમની બે મુસાફરીઓના પ્રદેશો સાથે જોડી દીધો.

મુસાફરીની શરૂઆતમાં અલબત પાઉલ પ્રથમ તો એશિયા-માઇનરની દરેક મંડળીઓની મુલાકાત લેતો ગયો; અને પાછા વળતાં ગ્રીસની મંડળીઓની પણ મુલાકાત લીધી. આ લાંબા વખતમાં અલબત ઘણીએક નોંધ લેવા લાયક બીનાઓ બની હશે; પણ લુકે તો આ મુસાફરીનું બહુજ ટુકું વર્ણન કીધેલું જણાય છે. અલબત લુકે એફેસસમાંના પાઉલના કામનો જે સવિસ્તર હેવાલ આપ્યો છે તે ખરેખર સ્તુતિપાત્ર છે. લુકનો ઇરાદો કદાચ દરેક મુસાફરીમાં જે કંઇ નવું બને તેજ નોંધવાનો હશે, અને તેથીજ તેણે આ વખતે ફક્ત એફેસસને લગતીજ હકીકત આપી છે.

એફેસસ શહેર આ પ્રસંગે ભૂમધ્ય સમુદ્રનું મુંબઇ ગણાતું હતું એમ કહીએ તો ચાલે; અને જેમ મુંબઇની પાછળ કેટલાંક વેપાર-હુન્નરવાળાં મોટાં શહેરો જેવાં કે અમદાવાદ, વડોદરા, ભરૂચ, સુરત, પુના, સોલાપુર, ઇત્યાદિ આવેલાં છે, તેમજ એફેસસની પાછળ તથા આજુબાજુએ પણ પ્રકટીકરણના પુસ્તકમાં યોહાન જે મંડળીઓને બોધે છે, તેઓ, એટલે સ્મિર્ણા, પેરગામસ, થુઆતીરા, સાર્દીસ, ફીલાડેલ્ફીઆ, અને લાઓદીકીઆ આવેલાં હતાં. આ મંડળીઓ પણ પાઉલની મહેનતનુંજ ફળ હશે.

એફેસસ શહેર પૈસેટકે આબાદ હોઇ બધી જાતની મોજમઝાથી ભરપુર હતું. રૂમીઓના વખતમાં તે આશિયા પ્રાંતમાં સૌથી મોટું

તથા પહેલા નંબરનું શહેર ગણાતું હતું; દરિયા કિનારે હોવાંથી વેપારનું પણ મુખ્ય મથક હતું. વ્હાણોનો માલ ચઢાવવાને તથા ઉતારવાને સુંદર ગોદીઓ બાંધેલી હતી. તેની શેરીઓમાં દેશદેશના ખલાસીઓ તથા વેપારીઓ પોતપોતાના દેશી પોશાકમાં ફરતા જોવામાં આવતા હતા. ઘણીએક સુંદર ઇમારતોથી શહેર વખણાતું હતું. ત્યાંની એક નાટકશાળા દુનિયામાં મોટામાં મોટું મકાન ગણાતું હતું. કેમકે આ ગંજાવર મકાનમાં તમાશો જોનાર લગભગ પચાસ હજાર કરતાં વધારે માણસોનો સમાવેશ થઇ શકતો હતો. તે ઉપરાંત આર્તેમિસ મહાદેવીનું સ્થાન હોવાથી એફેસસ શહેર એક યાત્રાનું સ્થળ ગણાતું. મહાદેવીનું મંદિર ઘણુંજ સુંદર તથા જોવાલાયક હતું. પૂજારી લોકોની સમજમાં આ મહાદેવીને આખો આશિયા તથા જગત પૂજે છે એમ હતું. અસલનું મંદિર બાંધવામાં પુષ્કળ દ્રવ્ય ખરચ્યું હતું. પણ આ મંદિરને એક માણસે પોતાનું નામ જગતમાં કાયમ રાખવાની લાલચે બાળી મુકયું. જે રાત્રે મંદિર બાળી મુકાયું તેજ ગત્રે મહાન સીકંદર જન્મ્યો હતો. ત્યારબાદ કેટલાંક વર્ષો પછી આશિયાના બધા માણસો પાસેથી પૈસા ઉઘરાવી એફેસીઓએ એક એવું મંદિર બાંધ્યું કે જે દુનિયાની અજાયબીઓમાંનું એક ઠર્યું. આ મંદિરની લંબાઇ ૩૪૨ ફુટની તથા પહોળાઇ ૧૬૪ ફુટની હતી. તેનું છાપરૂં ૧૨૭ સુંદર થાંભલાઓ પર બાંધેલું હતું. દરેક થાંભલાની ઉંચાઇ ૬૦ ફુટની હતી. દેશદેશના ઉતમ કારીગરોના હાથનું કામ હોવાથી મંદિર શિલ્પવિદ્યાનો એક નમુનો હતું. આ મંદિરમાં આર્તેમિસ મહાદેવીને મુકવામાં આવી હતી. મંદિરની એટલી બધી સંભાળ લેવામાં આવતી કે ધનવાનો તેમજ રાજાઓ પણ પોતાનો ખજાનો તેમાં રાખતા હતા. જેથી મંદિર પુષ્કળ દોલતનો ભંડાર હતું. વરસમાં એકવાર અમુક વખતે દેવીના માનમાં એફેસસમાં મોટો મેળો ભરાતો, અને તે વખતે આજુબાજુના પ્રદેશોમાંથી પુષ્કળ યાત્રાળુઓથી શહેર

ઉભરાઇ જતું હતું. આવા પ્રસંગે ત્યાં ધર્મને બ્હાને ઘણીએક જાતના દુરાચારો પણ ચાલતા. કારણ કે શહેર જાદુગરોથી, ધંતરમંતર કરનારાઓથી, ભવિષ્ય ભાખનારાઓથી અને બીજા ઘણા પાખંડી ભુવાઓથી ચીકાર હતું. મેળામાંથી પાછા ફરતાં લોકો મંદિર યા દેવોની યાદગીરીમાં કંઇ લઇ જતા હતા; એ કારણ માટે એફેસસના કારીગરો દેવોના અને મંદિરના નાના નાના આકારો કરીને યાત્રાળુઓને વેચતા, અને તેમાં તેઓ ઘણું કમાતા હતા. મંદિરના હાલ વિષે એવું જણાય છે કે નેરો બાદશાહે તેને લૂટયું અને ગોથ નામના લોકોએ તેને બાળી મુકયું. કહેવાય છે કે આ મૂર્તિ હાલ નેપલ્સના સંગ્રહસ્થાનમાં રાખવામાં આવી છે. પાઉલ જ્યારે અહિં આવ્યો ત્યારે તેણે આ મંદિરને તથા તેને અંગે ચાલતી અનિતિ જોયાં હશે.

પાઉલ એફેસસમાં આવ્યો ત્યારે તેણે કેટલાક વિશ્વાસીઓને જોયા કે જેઓ યોહાનના બાપ્તિસ્મા સિવાય બીજું કંઇ સમજતા નહોતા, તેમને તેણે ખ્રીસ્ત વિષેની વાતો સમજાવી ખ્રીસ્તને નામે બાપ્તિસ્મા આપી મંડળીમાં મેળવ્યા.

હવે તેણે સભાસ્થાનમાં પોતાનું કામ નિર્ભયતાથી ચલાવ્યું, અને ઘણાએ તેની વાત પર લક્ષ આપ્યું. પ્રભુએ પણ તેના કામને પુષ્કળ આશીર્વાદ આપ્યો, તે એટલે સુધી કે તેના હાથથી ઘણાએક અસાધારણ ચમત્કારો પણ કરાવ્યા. લોકો તેના લુગડાં તથા રૂમાલો માંદાઓની પાસે લાવતા ને તેઓ સાજા થતા. આ જોઇને ભુતવૈદું કરનારા કેટલાએક ભટકતા યહુદી ભુવાઓએ પણ પાઉલની માફક ચમત્કારો કરવાને પ્રયત્નો કર્યા. સ્કેવા નામે મુખ્ય યાજકના સાત દીકરાઓએ એ પ્રમાણે પ્રયાસ કીધો, કે પાઉલ જે ઇસુને પ્રગટ કરે છે તેની દુવાઈ અમે પણ દઇએ છીએ, અને તેને નામે ભૂતોને કાઢીએ છીએ એમ કહેવા લાગ્યા. પણ તેમાં તેમની પુરેપુરી હાર થઈ, અને માર ખાઇને અશુદ્ધ આત્માઓ આગળથી તેમને નાસવું પડયું.

આથી પણ તારનાર ઇસુનું નામ મહિમાવાન થયું. એટલે જયારે આ ભુવાઓની હાર થએલી બધાએ સાંભળી ત્યારે ઘણા વિશ્વાસી થએલાઓએ પાઉલની આગળ પોતાનાં પાછલાં કર્મ કબુલ કર્યાં; એટલુંજ નહિ પણ પાખંડ કરનારાઓમાંના ઘણાએ પોતાના કિંમતી પુસ્તકો એકઠાં કરીને સર્વની સમક્ષ બાળી દીધાં, અને પાઉલની વાત પર વિશ્વાસ કીધો. આ કીમતી પુસ્તકોની કિંમત લગભગ પચાસ હજાર રૂપીઆ જેટલી હતી. એ રીતે પ્રભુની વાત આ મોટા શહેરમાં દિનપ્રતિદિન પ્રબળ થતી ચાલી. પણ આમ લાંબો વખત ચાલ્યું નહિ. કારણ કે સુવાર્તાનું કામ એવા જોસમાં ચાલતું હતું કે ઢોંગી ધુતારાઓનો ધંધો ધીમે ધીમે પડવા લાગ્યો. આથી તેઓએ પાઉલની વિરૂદ્ધ હુલ્લડ મચાવ્યું હુલ્લડખોરોનો આગેવાન દેમેત્રીયસ નામનો સોની હતો. જેનો ધંધો આર્નેમીસ દેવીના રૂપાના દેવસ્થાનો વેચવાનો હતો. અને તેથી નાના નાના કારીગરોને તે દરેક મેળા વખતે ઘણી કમાઇ કરી આપતો. તેણે ઘણાએક કારીગરોને એકઠા કરીને પાઉલ વિરૂદ્ધ હંગામો ઉઠાવ્યો, અને આખા શહેરને પાઉલ વિરૂદ્ધ ઉશ્કેર્યું; પાઉલ નહિ મળવાથી તેઓ પાઉલના બે સાથીઓને ઘસડીને નાટકશાળાના મકાનમાં લાવ્યા; અહિં આખું શહેર એકઠું થયું અને હંગામો એટલો વધી ગયો કે શહેરના અધિકારીઓને વચમાં પડીને લોકોને શાંત કરવા પડ્યા. પણ પાઉલ આ હંગામા પછી એફેસસમાં રહી શક્યો નહિ, કારણ કે વિરૂદ્ધતા ઘણીજ સખત હતી, જેથી ભાઇઓને ભેટીને તે ત્યાંથી માકેદોન્યાની મંડળીઓની મુલાકાતે ચાલ્યો ગયો. પણ સુવાર્તાનાં બીજ બરોબર વાવ્યા સિવાય તે એફેસસથી નીકળ્યો નહિ. જેમ ઇજીયન સમુદ્રની પેલે પાર સામી બાજુએ ગ્રીસના કિનારાઓ પર સુવાર્તાનું અજવાળું પ્રકાશી રહ્યું હતું તેમજ આ બાજુ આશિયાના કિનારાઓ ઉપર પણ સુવાર્તાનો પ્રકાશ ઝળકી રહ્યો હતો. આ પ્રાંતમાં પાઉલના કામના સ્મારક તરીકે આપણી પાસે પ્રકટીકરણમાં બોલેલી

વર્ણવેલી એફેસસની આજુબાજુની મંડળીઓ છે. પણ એથી વિશેષ સુંદર સ્મારક પાઉલનો પોતાનો પત્ર જે તેણે એફેસસની મંડળી પર લખ્યો તે છે. એફેસીઓને પત્ર જે ખ્રીસ્તી ધર્મનાં ઉંડામાં ઉંડાં મુળતત્ત્વોનો ઉદ્ગાર, અને ખ્રીસ્તી ઉંચ જીવનનો આદર્શ છે, તે આશિયાના મુખ્ય શહેર એફેસસના વિશ્વાસીઓની નિપૂણતાની એક સાહેદી છે.

પાઉલ હવે માકેદોન્યાની મંડળીઓની મુલાકાતે જવા માટે એફેસસથી ત્રોઆસ બંદરે આવ્યો. અહીંથી તેણે તીતસને કરીંથની મંડળીની ખબર લેવા મોકલ્યો, અને તેના પાછા આવવાની રાહ જોતો હતો એવામાં તે માંદો પડયો. પણ જરા તંદુરસ્ત થયા બાદ તે માકેદોન્યામાં આવ્યો. હજી કરીંથની મંડળીના કંઇ સમાચાર આવ્યા નહોતા તેથી તે મનમાં ઘણો દુઃખી થતો હતો, પણ જ્યારે તીતસ ત્યાંના સારા સમાચાર લઇને પાછો આવ્યો ત્યારે તેને હિમ્મત આવી, અને તે પરથી તેણે કરીંથીઓને બીજો પત્ર લખીને તીતસ તથા બીજા ભાઇઓની સાથે રવાના કીધો.

ત્યારબાદ તેણે ભુમધ્ય સમુદ્રના કેટલાએક બેટોની તથા ગામોની મુલાકાત લઇને તેઓમાં પણ સુવાર્તા પ્રગટ કરી; જેમકે સામોસ, ખીતુલેને, ખીઅસ, ત્રોગુલ્યા અને મીલેતસ; આ બંદર એફેસસથી વીસ માઇલને અંતરે હતું જેથી પાઉલે એફેસસના વડીલોને પોતાની પાસે મળવા બોલાવ્યા. અને તેમની આગળ ચેતવણીરૂપ હૃદયભેદક ભાષણ કરતાં કહ્યું કે, તમારે તમારાં ઘેટાંની સંભાળ કરતાં જાગૃત રહેવું, કેમકે મંડળીમાં જુઠા બોધકો ઘણા ઉભા થશે. હું તમને પ્રભુના હાથમાં સોંપીને વિનતિ કરૂં છું કે તમે નબળાઓને સહાય કરતા જાઓ, કેમકે પામવા કરતાં આપવામાં વધારે ધન્યતા છે. પછી વડીલોને ભેટીને તેમની સાથે પ્રાર્થના કર્યા બાદ તે તેમનાથી છૂટો પડયો, અને કોસ, રોદસ, પાતારા, તુર તથા તાલેમાઇસ થઇને કાઇસારીઆમાં આવ્યો, અને ફીલીપ સુવાર્તિકને ઘેર ઉતારો લીધો.

અહિંથી સીધા યરૂશાલેમ જવાની તેની ઇચ્છા હતી, પણ આગાબસ નામના ભવિષ્યવાદીએ પાઉલ પર યરૂશાલેમમાં શું શું વિતવાનું છે તે વિષે ભવિષ્ય કહ્યું જેથી ભાઇઓનાં મન ઘણાં દુઃખી થઇ ગયાં. પાઉલ આથી પાછો પડયો નહિ, પણ ખ્રીસ્તની સુવાર્તાને ખાતર યરૂશાલેમમાં પોતાનો જીવ આપવાને પણ તૈયાર હતો, જેથી પ્રભુની ઇચ્છા પ્રમાણે થાઓ એમ કહીને બધા છાના રહ્યા, અને પાઉલ તથા તેના સાથીઓ યરૂશાલેમ તરફ ચાલ્યા.

———:o:———

## ૧૪. પાઉલના વિરોધીઓ.

અગીઆરમા અધ્યાયમાં આપણે જોઇ ગયા છીએ કે યરૂશાલેમની મહાસભાના ચુકાદાથી સુનત અને નિયમશાસ્ત્રને લાગતા સવાલનું જાણે કે સદાને માટે સમાધાન થયું હોય એમ દેખાયું; કેમકે જો પીતર, યોહાન અને યાકુબ જેવા મંડળીના સ્થંભ, અને પાઉલ તથા બાર્નાબાસ વિદેશી ખ્રીસ્તીઓના આગેવાન, એક મતના થાય તો અલબત વિરૂધ મતવાળાઓનાં મ્હો બંધ થાય.

પણ આપણે અજાયબી સાથે જોઇએ છીએ કે આ તકરાર એટલેથીજ બંધ થવા પામી નહોતી, અને એમ દેખાય છે કે યરૂશાલેમની મહાસભાએ જે પત્ર વિદેશી ખ્રીસ્તીઓને લખી મોકલ્યો તે જયારે તૈયાર થતો હતો ત્યારે મહાસભામાં એવા કેટલાક હતા કે જેઓને એ સામે સખત અણગમો હતો. આ વિરોધ જલદી બંધ થવા પામ્યો નહિ, પણ દિનપરદિન વધારે મજબુત થતો ચાલ્યો. જાતિ અભિમાન અને મગરૂરીને કારણે તેને ઘણીએક બાજુથી પુષ્ટિ મળવા લાગી. તેમની ધાર્મિક માન્યતાઓમાં તેઓ એકદમ ધર્માંધ બન્યા, અને અદાવત તથા ઇર્ષાથી ભરપુર થઇને તેઓ પાઉલની સામે ટોળાંબંધ ખડા થયા. જ્યાં જ્યાં પાઉલ જતો ત્યાં ત્યાં આ

વિરૂદ્ધ મતવાળાઓ તેની પાછળ જઇ તેની મંડળીઓમાં તથા તેના કામમાં ખલેલ પહોંચાડવા લાગ્યા. વિદેશી ખ્રીસ્તીઓને ભરમાવીને તેમના દિલમાં તારણ વિષેની બ્હીક ઘાલી દેવા લાગ્યા. તેમનું કામ વિદેશીઓને તારણની સુવાર્તા પ્રગટ કરવાનું નહોતું, પણ વિદેશી મંડળીઓમાં ફરી ફરીને તેમને સમજાવતા કે સુનત વગર તારણ અશકય છે, અને મુસાનુ નિયમશાસ્ત્ર પાળ્યા સિવાય ખરો ખ્રીસ્તી ધર્મ મળી શકતો નથી.

કેટલાંક વર્ષો સુધી આ "સુનતીઓમાંના" બખીલ અને ધર્માંધ જાસુસો, જેઓ એમ માનતા કે ખરા ખ્રીસ્તીઓ તો અમેજ છીએ, તેઓ પાઉલની સ્થાપેલી તમામ મંડળીઓમાં ટોળાંબંધ વેરાઇ જઇ તેના કામને ખલેલ પહોંચાડવા લાગ્યા. તેઓ કોઇ નવી મંડળીઓ સ્થાપતા નહોતા, કારણ કે તેમનામાં તેમના મહાન પ્રતિસ્પર્ધિના જેવી શક્તિ અને ગુણો નહોતા, પણ મંડળીઓમાં ફરીને સભ્યોનાં મન પોતા તરફ ખેંચવાં એજ તેમનું મુખ્ય કામ હતું. ઘણાએક વર્ષો સુધી પાઉલને આ લોકોનું ભારે દુ:ખ હતું. તેઓ વિદેશી ખ્રીસ્તીઓને કહેતા કે પાઉલની સુવાર્તા સાચી કે અધિકારયુકત નથી, તે બાર પ્રેરિતોમાંનો નથી, અને તે ખ્રીસ્તની સાથે નહોતો. વળી પોતા સંબંધી તેઓ કહેતા કે અમે પવિત્ર સ્થળ યરૂશાલેમથી ખરો ખ્રીસ્તી ધર્મ લઇને આવેલા છીએ, અને વધીને એમ પણ કહેતા કે યરૂશાલેમના વડીલોથી અમે મોકલાયલા છીએ. પાઉલનાં આચરણ વિરૂદ્ધ બોલવાને પણ તેઓએ આચકો ખાધો નહિ. તેઓ કહેવા લાગ્યા કે ખરો પ્રેરિત હમેશાં પોતાની મહેનતનું વેતન સ્વીકારે છે, પણ પાઉલ એવું વેતન લેતો નથી, તેથી પણ તેનું પ્રેરિતપદ અધિકારયુકત નથી વળી એવીજ રીતે લગ્ન સંબંધી તેના વિરકતપણાનો પણ તેઓએ એવોજ ઉલટો અર્થ કર્યો. જે કામ તેઓએ હાથમાં લીધું હતું તેમાં તેઓ પુરા બાહોશ હતા, તેઓ મ્હોના મીઠા તથા ડોળઘાલુ હતા. મીઠું

મીઠું બોલીને વિદેશી ખ્રીસ્તીઓનાં મન પોતા તરફ ખેંચી લેતા હતા. કમભાગ્યે તેઓ પોતાના કામમાં કેટલેક અંશે ફતેહમંદ નિવડયા. પાઉલની મંડળીઓને તેઓએ પાઉલની વિરૂદ્ધ ઉશ્કેરી. ખાસ કરીને કરીંથ અને ગલાતીની મંડળીઓ તેઓના શિકારનો ભોગ થઇ પડી, એટલુંજ નહિ પણ આ ગડબડ ઓછી વધતી પાઉલની સ્થાપેલી દરેક મંડળીઓમાં જણાઇ; અને પાઉલની ઘણાંએક વર્ષોની સખત મહેનત નિરર્થક થતી હોય એમ દેખાયું. પાઉલને પોતાને પણ એમજ ભાસ્યું. આ વિરોધીઓ જો કે પોતાને ખ્રીસ્તીઓ કહેવડાવતા, પણ આપણે જોઇએ છીએ કે પાઉલે તેમના ખ્રીસ્તીપણાને તદન વખોડી કહાડયું છે. પોતાની મંડળીઓને તે કહે છે કે જે કોઇ તેમનું માનશે તેઓ ખ્રીસ્તની કૃપાથી વેગળા જશે. એટલુંજ નહિ પણ દેવનું ઘર જે બાંધવાને તે સખત મહેનત કરતો હતો તેને તોડી પાડવાને જે વિરોધીઓ મથન કરતા હતા તેમને સખત શબ્દોમાં તેણે શ્રાપ પણ દીધો.

આટલુંજ કરીને તે બેસી ન રહ્યો. જે જે મંડળીઓમાં આ વિષયની ગડબડ સાંભળતો ત્યાં તે દોડી જતો. તેમને ખરે રસ્તે પાછા વાળવાને ઉપદેશકો મોકલતો, એટલુજ નહિ પણ ભયમાં આવી ગએલી મંડળીઓ પર પત્રો લખીને તેમને સુવાર્તાનું ખરૂં રહસ્ય સમજાવતો, અને ખરા ખ્રીસ્તીઓ થવાને તથા તેના બોધને વળગી રહેવાને વિનંતીઓ તથા આજીજીઓ કરતો હતો. મંડળીઓની તેને કેટલી ચિંતા અને ફિકર હતી તેનો ઇતિહાસ આપણી પાસે તેનાં પત્રોમાં છે. અને આ પત્રો વાંચીને આપણે પણ ઇશ્વરનો તથા પાઉલનો આભાર માન્યા વગર રહી શકતા નથી, કે તેનાં હૃદયભેદક દુઃખો તથા સતાવણીઓમાંથી આપણે આ કિમતી વારસો પ્રાપ્ત કરી શકયાં છીએ.

ખુશીની વાત છે કે પાઉલ આખરે પોતાની મહેનતમાં ફતેહમંદ

નિવડયો તેના વિરોધીઓ જો કે ઘણા ખંતીલા હતા પણ પઉલની સામે અંત સુધી ઉભા રહેવું તેમને ઘણુંજ કઠણ હતું. ઇર્ષા મજબુત હતી, પણ પ્રેમ તેથી વધારે મજબુત છે. જો પાઉલના વિરોધીઓ તેને હરાવી ફતેહમંદ નિવડયા હોત તો ખ્રીસ્તીધર્મ રેતીના રણમાં સંતાઇ જતી એક નદીના સરખો થઇ જવા પામ્યો હોત. પાઉલ પોતાનાં છેલ્લાં લખાણોમાં પણ તીમોથીને તથા તીતસને લખતાં આવા "સુનતીઓમાંના" ઓથી સાવધ રહેવાને ચેતવણી આપે છે.

હવે એક બીજી વાત પણ ખાસ ધ્યાનમાં લેવા લાયક છે, તે એ કે પાઉલના ઉપદેશ પ્રમાણે યહુદી ખ્રીસ્તીઓનો નિયમશાસ્ત્ર સાથે શો સંબંધ હતો. શું તેઓએ પણ નિયમશાસ્ત્ર તજવું, અને તેમનાં છોકરાંની સુનત કરવાનું પડતું મુકવું? પાઉલના ઉપદેશ પરથી તો હા એમજ દેખાય છે. જો વિદેશીઓ નિયમશાસ્ત્ર સિવાય તારણ પામી શકે છે, તો પછી યહુદી ખ્રીસ્તીઓએ તેને વળગી રહેવાની શી જરૂર છે? પણ આપણે જોઇએ છીએ કે બીજા પ્રેરિતો તથા યરૂશાલેમના ખ્રીસ્તીઓનો મોટો ભાગ આ વાત ઘણા વખત સુધી સમજયા નહોતા. વિદેશી ખ્રીસ્તીઓને શીર નિયમનો બોજ નહિ મુકવાને તેઓ યરૂશાલેમની મહાસભામાં એક મતના થયા હતા ખરા, પણ તેઓ પોતે તો હજી નિયમને વળગી રહ્યા હતા, એટલુંજ નહિ પણ દરેક યહુદી ખ્રીસ્તી નિયમશાસ્ત્રને વળગી રહે એવું તેઓ ચ્હાતા હતા. આથી પણ જરા ગરબડ થવા પામી. અને જો ઉપર પ્રમાણે ચાલુ રહ્યું હોત અથવા પાઉલે આ રીત કબુલ રાખી હોત તો ખ્રીસ્તી મંડળીમાં બે ભાગ પડી જાત, કારણ નિયમશાસ્ત્ર યહુદીઓને બેસુનતીઓની સાથે ખાવાપીવાની મનાઇ કરે છે, તેથી યહુદી ખ્રીસ્તીઓ વિદેશી ખ્રીસ્તીઓની સામે એકજ મેજ પર બેસીને ભોજન લેવાને કબુલ થાત નહિ. આ બનાવ જ્યારે પ્રેરીત પીતર એક વખતે અંત્યોખની મંડળીમાં આવ્યો હતો ત્યારે

બનવા પામ્યો. પ્રથમ તો તે ત્યાંના ખ્રીસ્તીઓની સાથે હળી મળીને રહેતો તથા તેમની સાથે ખાતો તથા ભોજન લેતો હતો પણ એવામાં યરૂશાલેમથી કેટલાક યહુદી ખ્રીસ્તીઓ અંત્યોખમાં આવ્યા, તેમનાથી બ્હીને વિદેશી ખ્રીસ્તીઓથી તે અલગ થઇ ગયો, એકલો તે નહિ પણ સાથે બાર્નાબાસ પણ આ સુનતીઓથી બ્હીધો ને તેણે પણ પોતાને અલગ રાખ્યો. આ વખતે પાઉલે સભા સમક્ષ પીતરને સખત ઠપકો આપ્યો. આ બનાવની હકીકત લખતાં તે પોતાના એક પત્રમાં લખે છે કે "જ્યારે પીતર અંત્યોખમાં આવ્યો ત્યારે હું તેની સામા તેને ઉલટો થયો, કેમકે તે દોષિત હતો; કારણ કે યાકુબની પાસેથી કેટલાએકના આવ્યા પહેલાં, તે વિદેશીઓની સાથે ખાતો હતો, પણ તેઓ આવ્યા પછી, સુનતીઓથી બ્હીને તે ખસી ગયો ને જુદો રહ્યો. અને બીજા યહુદીઓએ પણ તેની સાથે ઢોંગ કીધો, એવો કે બાર્નાબાસ પણ તેઓના ઢોંગથી ખેંચાઇ ગયો. પણ તેઓ સુવાર્તાની સાચાઇ પ્રમાણે પાધરા ચાલનારા નથી, એ જ્યારે મેં દીઠું, ત્યારે મેં સહુની આગળ પીતરને કહ્યું કે જો તું યહુદી છતાં યહુદીઓની રીતે નહિ પણ વિદેશીઓની રીતે ચાલે છે તો વિદેશીઓને યહુદીઓની રીત પ્રમાણે વર્તવાની તું અગત્ય કેમ પાડે છે?" છતાં પણ આપણે જોઇએ છીએ કે પાઉલે યહુદી ખ્રીસ્તીઓને નિયમ ન પાળવાનો ઉપદેશ કદી કર્યો નથી. તેના વિરોધીઓએ તો આ તહોમત તેને શીર મુકયું હતું. પણ તે જુઠું હતું. જ્યારે તે પોતાની ત્રીજી મુસાફરી પુરી કરી યરૂશાલેમ આવ્યો ત્યારે યાકુબે તથા બીજા વડીલોએ તેને તેના સંબંધીના આ ખોટા આરોપ વિષે ખબર આપી અને તેને સુધારવાની સૂચના કરી. જે શબ્દોમાં તેઓએ વિનંતી કરી તે ખરેખર નોંધવા લાયક છે; તેઓએ કહ્યું કે "ભાઇ યહુદીઓમાંના હજારો વિશ્વાસીઓ થયા છે, એ તું જુએ છે, ને તેઓ સર્વ નિયમ પાળવામાં ચુસ્ત છે. અને તેઓએ તારા વિષે સાંભળ્યું છે કે, તું

વિદેશીઓમાં રહેનાર સર્વ યહુદીઓને મુસાનો ત્યાગ કરવા શિખવે છે ને કહે છે કે, તમારે તમારા દીકરાઓની સુનત કરવી નહિ, ને યહુદી રીતરિવાજ પ્રમાણે ચાલવું નહિ. તો શું કરવું? લોકો નિશ્ચે સાંભળશે કે તું આવ્યો છે. માટે અમે તને કહીએ તેમ કર; અમારામાંના ચાર માણસોએ માનતા લીધી છે; તેઓને લઇને તેઓ સમેત તું પોતાને શુદ્ધ કર; ને તેઓ પોતાનાં માથાં મુંડાવે માટે તેઓની સાથે ખરચ કર; અને સઘળા જાણશે કે તારા વિષે તેઓએ જે સાંભળ્યું તેમાં કંઇ નથી, પણ તું પોતે નિયમશાસ્ત્ર પાળીને ચાલે છે."

પાઉલે તેઓની ઉપલી ભલામણ માની, અને એથી સાફ દેખાય છે કે યહુદી ખ્રીસ્તીઓને યહુદી રીત પ્રમાણે રહેવાને તે અટકાવતો નહોતો, પણ તેણે એમ કરવું જોઇતું હતું. તેના ઉપદેશમાં તે સુનતી ખ્રીસ્તીઓને બેસુનતી બનવાને અથવા બેસુનતીઓને સુનતી બનવાને ભલામણ કરતો આપણે જોતા નથી. તે કહે છે કે "ખ્રીસ્ત ઇસુમાં સુનત ઉપયોગી નથી, ને બેસુનત પણ નથી, પણ જે વિશ્વાસ પ્રેમની મારફતે કાર્યકારક છે, તે ઉપયોગી છે." ટુંકામાં, ખ્રીસ્તી ધર્મની સાથે સુનતને કંઇજ લાગતુંવળગતું નથી; તોપણ જો કોઇ માણસ યહુદી રીતરિવાજો પ્રમાણે જીવન ગાળવા ચાહતો હોય તો પાઉલને તેની સાથે કંઇ તકરાર નહોતી; પણ જો તે ખ્રીસ્તની સુવાર્તાની સામો ઉભો રહે તો અલબત પાઉલ તેનો કટ્ટો વિરોધી હતો.

---:o:---

## ૧૫. યરૂશાલેમની છેલ્લી મુલાકાત.

ત્રીજી મુસાફરીને અંતે ભૂમધ્ય સમુદ્રના કેટલાએક બેટોમાં સફર કર્યા બાદ પાઉલ યરૂશાલેમમાં આવ્યો. આ વખતે તે લગભગ ૬૦ વર્ષની વયનો હશે. ૨૦ વર્ષ સુધી તેણે ખરેખર એક દેવતાઇ

પુરૂષના જેવી મહેનત કરી હતી. આ બધાં વર્ષોમાં તે હમેશાં જળમાર્ગે તેમજ જમીન માર્ગે મુસાફરીઓ કરીને સુવાર્તાનું કામ કરતો, એટલુંજ નહિ પણ પોતાના હૃદયમાં પોતાની મંડળીઓની ચિંતા અને કાળજીનો અસહ્ય બોજ લઇ ફરતો હતો. તેનું શરીર નાના પ્રકારનાં દરદોથી, તથા ભૂખ, તરસ અને થાકથી ઘસાઇ ગયું હતું; તેમજ જુદી જુદી જાતના માર તથા સતાવણીઓથી નિર્ગત થઇ ગયું હતું. તેના વાળ સફેદ ઉન જેવા થઇ ગયા હતા, અને તેની મુખમુદ્રા પર આયુષ્યની રેખાઓ નજરે પડતી હતી. છતાં તેના મન પર આ ઉમ્મરે પણ અબળતાના ચિન્હ દેખાતાં નહિ. તેનો આત્મા હજી પણ પહેલાંની માફકજ ખ્રીસ્તની સેવાને માટે ઉત્સાહી હતો. તેની નજર હવે ખાસ કરીને રૂમ શહેર પર હતી, અને ગ્રીસથી પાછા ફરતાં તેણે રૂમીઓને કહી મોકલાવ્યું હતું કે તેઓ તેને હવે જલદીજ જોશે. પણ જ્યારે તે ગ્રીસ અને એશિયાના કિનારાઓ પર થઇને યરૂશાલેમ તરફ ઉતાવળે સફર કરતો હતો ત્યારે જાણે કે તેના કામનો હવે અંત આવ્યો હોય એવા પડઘા તેના કાન પર પડવા લાગ્યા, અને મરણની છાયા તેના રસ્તામાં આડે આવતી હોય એમ દેખાયું. દરેક શહેરમાં અને ગામોમાં ખ્રીસ્તી ભાઇઓ જેઓને ભવિષ્ય કહેવાનું દાન અપાયલું હતું તેમણે યરૂશાલેમમાં પાઉલ પર આવી પડનાર આફત વિષે ચેતવણી આપવા માંડી; અને જેમ જેમ તે યરૂશાલેમની નજદીક આવતો ગયો તેમ તેમ આ ચેતવણી વધારે તાણીને પોકારવા લાગી પાઉલ એથી જરા પણ ડર્યો નહિ પણ ઉલટો વધારે ગંભીર બન્યો. જો કે તેના હૃદયમાં ઘણી હિમ્મત હતી, તોપણ મોત અને માથા ઉપર ઝઝુમી રહેલી શિક્ષાઓના તરંગે એ તે કંઇક ડગ્યો હોય એમ દેખાય છે. તેની સાથે કેટલાએક સાથીઓ હતા, એમ છતાં એકલા રહેવું તેણે વધારે પસંદ કર્યું. સાથીઓને બીજે રસ્તે મોકલી પોતે એકલો સફર કરતો હતો. આ

વખતે તેનું મગજ અનેક જાતના વિચારોથી ભરેલું હતું. એક પછી એક મંડળીના ભાઇઓની મુલાકાત લીધા પછી મરવા જનાર માણસની પેઠે તે તેમનાથી છૂટો પડતો; તે તેમને કહેતો કે હવે તેઓ તેનું મ્હો ફરીથી જોઇ શકવાના નથી. અને જ્યારે તેઓ તેને પાછો ફરવાને તથા યરૂશાલેમમાં આવી પડનાર આફતથી દૂર રહેવાને કાલાવાલા અને વિનંતી કરતાં તેની કોટે વળગીને રડતા, ત્યારે તેમના માયાળુ હાથોને પોતાના ખભા પરથી ઘણીજ નરમાસથી ખસેડીને તેમને કહેતો કે "તમે શું કરવા રડો છો, ને મારૂં મન દુખાવો છો? હું તો એકલો બંધાવાને નહિ પણ પ્રભુ ઇસુના નામને સારૂ યરૂશાલેમમાં મરવાને પણ તૈયાર છું."

આપણે જાણતા નથી કે આ વખતે તેને યરૂશાલેમમાં એટલું બધું અગત્યનું શું કામ હશે. કદાપિ વિદેશી મંડળીઓમાંથી જે ઉઘરાણું તેણે યરૂશાલેમના ગરીબ ભાઇઓને માટે એકઠું કર્યું હતું તે પ્રેરિતોને આપવાનું હશે, અને આ ફરજ તેણે પોતેજ બજાવવી એવી તેની ઇચ્છા હોય, અથવા તો તેના પ્રતિસ્પર્ધિઓ, જેઓ તેના ઉપદેશ વિષે વાંધો કાઢનાં મંડળીઓને તેની વિરૂધ ઉશ્કેરતા તથા તેના કામને નડતરરૂપ હતા, તેમનાં મ્હો બંધ કરવા, અને વિદેશી ભાઇઓને માટે યરૂશાલેમના વડીલો તરફથી કંઇક દિલાસાનાં અને ઉત્તેજનદાયક વચનો પ્રાપ્ત કરવાનો તેનો ઇરાદો હશે. ગમે તેમ હોય પણ તેના કામમાં આગળ વધવાને કોઇ આજ્ઞાર્થ ફરજ તેને બળ આપતી હોય તેમ મરણની બિહીક અને મિત્રોનાં આંસુઓને પીઠ પાછળ નાંખીને પોતાના ભવિષ્યને ભેટવાને યરૂશાલેમના રસ્તા પર ઉતાવળે ચાલતો માલુમ પડતો હતો.

પાઉલે યરૂશાલેમમાં આવીને મંડળીના પાળક યાકુબને તથા સભાના વડીલોને ભેટીને દેવે તેની મારફતે વિદેશીઓમાં જે જે અદ્દભુત કામો કરાવ્યાં હતાં તેનો સવિસ્તર રિપોર્ટ આપ્યો, જે સાંભળીને

તેઓએ દેવની સ્તુતિ કીધી. આ વખતે પાઉલને યરૂશાલેમમાં સારો આવકાર મળ્યો હોય એમ દેખાય છે.

પોતાના પિતૃઓના શહેરમાં પાઉલની આ છેલ્લી મુલાકાત હતી. જે અરસામાં તે શહેરમાં આવ્યો તે વખત પાસ્ખા પર્વનો હોવાથી, રીવાજ મુજબ આખી દુનિયામાંના અસંખ્ય યાત્રાળુ યહુદીઓથી શહેર ખીચોખીચ ભરાઇ ગએલું હતું: તેઓમાં એવા ઘણા હશે કે જેમણે પાઉલને મૂર્તિપૂજક શહેરોમાં સુવાર્તા પ્રગટ કરતાં જોયો હશે. પારકા પ્રદેશોમાં હોવાથી અને ત્યાં વિદેશી હકુમત હોવાને લીધે પાઉલની વિરૂદ્ધ તેમનો ક્રોધ પ્રબળ થવા પામ્યો નહોતો, પણ જો તે તેમને પોતાનાજ રાજસ્થળમાં મળે તો તેના પર પોતાનું વૈર તેઓ વગર હરકતે લઇ શકે; અને ખરેખર બન્યું પણ એમજ. આશિયાનું મુખ્ય શહેર એફેસસ જે પાઉલની ત્રીજી મુસાફરીનું મુખ્ય સ્થળ હતું ત્યાંના કેટલાએક યહુદીઓએ તેને મંદિરમાં જોયો, અને ઝનુનમાં આવી જઇને તેના પર હાથ નાખ્યા; અને આખા શહેરને તેની વિરૂધ ઉશ્કેરતાં બુમ પાડીને કહેવા લાગ્યા કે, જે માણસ નિયમશાસ્ત્રને તથા આ જગ્યાને તથા યહુદી પ્રજાને ઉલટું આખી સૃષ્ટિમાં શિખવતો ફરે છે, અને પાખંડી મત ફેલાવે છે તે અહિં પણ આવ્યો છે; અને મંદિરમાં વિદેશીઓને પણ લાવીને આ જગ્યાને અપવિત્ર કરે છે. આ સાંભળતાંજ આખો સમુદાય પાઉલ પર તુટી પડ્યો, અને મંદિરમાંજ તેઓએ તેના ટુકડેટુકડા કરી નાખ્યા હોત, પણ મંદિરને તેના લોહીથી અશુદ્ધ નહિ કરવું એ તેમના વહેમને લીધે તેઓ તેને મંદિર બહાર આંગણામાં ઘસડી લાવ્યા. આ વખતે તેઓ આ જગ્યાએ પાઉલને મારી નાખત, પણ રૂમી સીપાઇઓ જેઓ કિલ્લાના બુરૂજ પર પહેરો ભરતા હતા તેમણે નીચે નજર કરી, તો મંદિરના ચોકમાં ધાંધલ થતી જોઇ, તેથી એકદમ પોતાના સરદાર સાથે નીચે ઉતરી આવી પાઉલને છોડાવ્યો. જ્યારે સરદાર ક્લાદિયસ લુસીઅસ પાઉલને યહુદીઓના

હાથમાંથી છોડાવી કિલ્લામાં લઇ જતો હતો ત્યારે પાઉલે કિલ્લાના પગથીઆં પર ઉભા રહીને હેબ્રો ભાષામાં દોષનિવારક ભાષણ કરતાં ભાષણને અંતે કહ્યું કે પ્રભુએ મને વિદેશીઓની ગમનો પ્રેરિત ઠરાવ્યો છે. તેની આ વાત તથા ભાષણ સાંભળીને પણ યહુદીઓ વિશેષ તપી ગયા, જેથી સરદારે પાઉલને તેમની આગળથી એકદમ કિલ્લામાં લઇ જવાની આજ્ઞા કરી, અને તેને કોરડા મરાવીને આ હંગામા વિષે વધારે તપાસ કરવાની સીપાઇઓને આજ્ઞા આપી; પણ જ્યારે તેણે જાણ્યું કે પાઉલ એક રૂમી પ્રજાપણાનો હક ધરાવનાર માણસ છે ત્યારે તેની સહીસલામતી સાચવવાને તેણે વધુ કાળજી લીધી.

હુલ્લડ આટલેથીજ શમ્યું નહિ. યહુદીઓ પાઉલ પર જુદા આરોપ મુકીને પોતાના નિયમશાસ્ત્ર પ્રમાણે તેનો ન્યાય કરવા માગતા હતા, અને જેવા તેઓએ તારનારના હાલ કર્યા હતા તેવાજ હાલ પાઉલના પણ કરવા ઇચ્છતા હતા.

પાઉલ પર યહુદીઓ શું તહોમત મુકે છે તે જાણવાના ઇરાદાથી સરદાર કલાદીઅસે બીજા દિવસે તેને સાન્હેદ્રીમ સભા સન્મુખ આણ્યો; પણ તોફાની દરિયાની માફક આખું શહેર તેની વિરૂદ્ધ ઉશ્કેરાયલું હતું, અને તેઓ કદાચ પાઉલને કંઇ ઉપદ્રવ કરશે એ બીકથી સરદારે તેને બળાત્કારે સભામાંથી બ્હાર કાઢીને પાછો કિલ્લામાં આણ્યો. પણ તેજ રાત્રે પ્રભુએ પાઉલને દર્શન દઇને હિંમત આપતાં કહ્યું કે બિહીશ નહિ, હિમ્મત ધર, કેમકે જેમ યરૂશાલેમમાં તેમજ રૂમમાં પણ તારે મારા વિષે શાક્ષી પુરવાની છે.

યરૂશાલેમ! યરૂશાલેમ! તું કેવું અજાયબ શહેર! કેવા વિચિત્ર તારા લોક! દુનિયામાં તારા જેવું બીજું એક પણ શહેર નહિ હોય કે જેણે પોતાનું નામ અમર રાખવાને પુષ્કળ આત્મિક દાનો પામેલા પુત્રોને પેદા કર્યા હોય! દુનિયામાં તારા જેવું એક પણ શહેર નહિ

હોય કે જેના શહેરીઓ પુષ્કળ પ્રેમના જુસ્સાની લાગણીઓથી તેને આ પ્રમાણે અંત સુધી વળગી રહ્યા હોય! તો પણ તેં એક દીવાની માતાની માફક પોતાનાં ઉત્તમમાં ઉત્તમ તનુજોને પોતાની છાતીએથી તરછોડી તેમને અફાળીને મારી નાખ્યાં!

યરૂશાલેમ હવે નાશને કિનારે બેઠેલું હતું. તેના નાશને હવે થોડાંજ વર્ષ બાકી હતાં. એવામાં તેના ઈશ્વર પ્રેરિત ભવિષ્યવાદીઓ-માંનો આ એક પોતાના દિલમાં તેના પ્રત્યે અણુહદ પ્રેમની લાગણીઓ સાથે તેની છેલ્લી મુલાકાતે આ વખતે આવ્યો હતો, અને જો વિદેશી હકુમત આડે આવી નહિ હોત તો તેણે એને પણ મારી નાંખ્યો હોત!

ચાળીસ યહુદીઓએ પ્રતિજ્ઞા લીધી હતી કે પાઉલને મારી નાખીએ તોજ અન્ન પાણી લેવાં; એમ પ્રતિજ્ઞાથી બંધાઈને તેઓએ પાઉલને રૂમી સત્તાધારીઓના હાથમાંથી પણ ઝૂંટવી લઈ મારી નાખવાનો મનસુબો કર્યો પણ પાઉલના ભાણેજને કાને આ વાત આવતાં તેણે સરદારને ચેતવ્યો; જેથી સરદારે પાઉલને રાતોરાત એક મજબુત લશ્કરી ટુકડી વચ્ચે કાઈસારીઆમાં મોકલી દીધો, કેમકે કાઈસારીઆ ભૂમધ્ય સમુદ્રના કિનારા પરનું રૂમી શહેર હતું, અને પાલેસ્ટાઇનનો રૂમી હાકેમ ફેલીક્સ અહિં રહેતો હતો. વળી એટલુંજ નહિ પણ રૂમી લશ્કરી છાવણીનું મુખ્ય સ્થળ હોવાથી અહિં યહુદીઓ પાઉલ ઉપર કંઈ બળાત્કાર કરશે એવી કોઈ પણ જાતની બિહીક નહોતી.

—:o:—

## ૧૬. કાઈસારીઆના કેદખાનામાં.

કાઈસારીઆ લાવ્યા બાદ પાઉલને હેરોદના દિવાનખાનામાં કેદી તરીકે રાખવામાં આવ્યો. અહિં તે પુરાં બે વર્ષ રહ્યો. આ આખા સમયમાં યહુદી અધીકારીઓ તેની વિરૂધજ હતા. પાઉલને

રૂમી હાકેમને હાથે દોષિત ઠરાવવાને, અથવા તો પોતાને હાથે પોતાના નિયમશાસ્ત્ર પ્રમાણે તેનો ઇન્સાફ કરી મારી નાખવાને તેઓએ વારંવાર માગણી કર્યાજ કરી. પણ મરણદંડની સજાને લાયક પાઉલે કંઇ અપરાધ કર્યો હોય, એવું તેઓ ફેલીકસ હાકેમ આગળ સાબિત કરી શક્યા નહિ; તેમજ એક રૂમી પ્રજાપણાનો હક ધરાવનાર માણસને, પોતાના કબજામાં લઈ પોતાની મરજી મુજબ તેનો ન્યાય કરવાના પ્રયત્નમાં પણ તેઓ રૂમી હાકેમ આગળ ફાવી શક્યા નહિ.

પાંચ દિવસ પછી કેટલાએક યહુદીઓ તથા અનાન્યા પ્રમુખ્ય યાજક તેર્તુલસ નામના એક વકીલને લઇને પાઉલ પર કેટલાંક તહોમતો મુકવાને માટે યરૂશાલેમથી કાઇસારીઆ આવ્યા. ત્રણ મુખ્ય તહોમતો તેઓએ પાઉલ પર મુક્યાં, એટલે કે (૧) આ માણસ આખા જગતના યહુદીઓમાં હંગામો ઉઠાવનાર છે, (૨) ને નાઝારીના તડનો આગેવાન છે, વળી (૩) તેણે અમારૂં પવિત્ર મંદિર પણ અશુદ્ધ કરવાને પ્રયત્નો કીધા છે.

આ તહોમતો સાંભળીને હાકેમે પાઉલને પોતાના બચાવમાં ઉતર આપવાની સૂચના કરવાથી પાઉલે ત્રણે આરોપોનું ખંડન કરતાં કહ્યું કે, (૧) મંદિરમાં કે બ્હાર વાદવિવાદ કરતો કે હંગામો ઉઠાવતો કોઇએ મને જોયો નથી, તેઓ મારા પર તહોમત તો મુકે છે, પણ તેમની પાસે કંઈ સાબીતી નથી; (૨) જે માર્ગને તેઓ પાખંડી મત કહે છે તે પ્રમાણે હું મારા પૂર્વજોના દેવની ભક્તિ કરૂં છું, અને જે વાતો નિયમશાસ્ત્રમાં તથા ભવિષ્યવાદીઓનાં પુસ્તકોમાં લખેલી છે, તે હું માનું છું: અને જેઓ મારા પર તહોમત મુકે છે તેમની માફકજ હું પણ ન્યાયીઓનું તથા અન્યાયીઓનું પુનરૂત્થાન અંગીકારૂં છું; (૩) હું મંદિરને અશુદ્ધ કરનાર નથી, કારણ કે તેઓએ મને મંદિરમાં શુદ્ધ થએલો દીઠો હતો.

હાકેમ ફેલીક્સ "ઘણાં વર્ષ થયાં" પાલેસ્ટાઇનમાં હતો અને યહુદી ધર્મ વિષે તેને "વધારે ચોક્સ જ્ઞાન હતું" કારણ તેની સ્ત્રી દ્રુસીલા પણ યહુદેણ હતી, છતાં કોણ સાચું છે તે ઝટ પારખી શક્યો નહિ, તેથી વાદી પ્રતિવાદીની વાત સાંભળવા બાદ તેણે કેસની મુદત પાડી, એ માટે કે સરદાર લુસીયસ જેણે પાઉલને યહુદીઓના હાથમાંથી છોડાવ્યો હતો તે કદાચ યરૂશાલેમમાં શું બન્યું હતું તેનો વધારે ચોક્સ હેવાલ જાણતો હોય અને તે વિષે તે પોતે આવીને શાક્ષી પુરે. મુદત દરમ્યાન પાઉલને ફેલીક્સ તથા તેની સ્ત્રી દ્રુસીલાની આગળ સુવાર્તાની વાત કરવાની તક મળી. પાઉલ પાસેથી કંઈ લાંચ મળશે એવી આશાથી પાઉલને તે ઘણીવાર પોતા પાસે બોલાવીને તેની સાથે વાત કરતો હતો. આ તકનો લાભ લઇને પાઉલે ફેલીક્સને તથા તેની વહુને ખ્રીસ્ત પરના વિશ્વાસ વિષે, ન્યાયીપણા, સ્વદમન તથા આવનાર ન્યાયકાળ વિષે સમજુતી આપી ; પણ આ વાતો સાંભળતાં લાંચીઆ હાકેમના તો સાંધા ગગડી ગયા, અને ભયભીત થઇને પાઉલને કહ્યું કે હાલ તો તું જા, પ્રસંગ મળે ફરી કોઇ વાર તારૂં સાંભળીશ. આવનાર ન્યાયકાળ વિષે સાંભળતાંજ તેનાં પાપ તેની આગળ આવી ખડાં થયાં હશે. આ હાકેમ વિષે એમ કહેવાય છે કે તે અન્યાયી. જુલમી, ઘાતકી તથા લાંચીઓ હતો. અલબત તેર્તુલસ વકીલ તેને ખુશ કરવાને એમ કહેતો જણાય છે કે "તારાથી અમે ઘણું સુખચેન પામીએ છીએ, ને તારા અગમજ્ઞાનથી આ પ્રજાના લાભમાં અનર્થો દૂર કરવામાં આવે છે." પણ આ વાતો ફેલીક્સની ખુશામત કરવા માટેજ તે બોલ્યો હતો, કારણ કે તેની હાકેમગીરીનો વખત પુરો થતાંજ યહુદીઓએ રૂમમાં બાદશાહ આગળ તેને વિરૂદ્ધ ફરીઆદ કરી. પણ તેનો ભાઇ પાલાસ, જેને બાદશાહ સાથે સારો સંબંધ હતો, તેની ખટપટથી તે બચી જવા પામ્યો હતો. પાઉલને લાંબા વખત સુધી કેદમાં રાખવાનું પણ

ફેલીક્સનું મુખ્ય પ્રયોજન એજ હતું કે પાઉલ પાસેથી કંઇ નાણાં પડાવવાં; પણ એ તેની મુરાદ બર નહિ આવવાથી જ્યારે યહુદાહમાંથી તેની બદલી થઇ, અને તેની જગ્યાએ ફેસ્તસની હાકેમ તરીકે કમથી નિમણુક થઇ ત્યારે તેણે યહુદીઓને ખુશ કરવાના ઇરાદાથી પાઉલ બંધનમાંજ રહેવા દીધો.

ઘણું કરીને ઇ. સ. ૫૯માં ફેલીક્સને બદલે પોર્કિયસ ફેસ્તસ હાકેમ તરીકે નિમાણુક થઇ. તેણે પ્રાંતમાં આવીને પોતાનો ચાર્જ જુના હાકેમ પાસેથી લીધો, અને તરતજ ત્રણ દિવસ પછી પ્રાંતના મુખ્ય શહેર યરૂશાલેમની મુલાકાતે ગયો. આ વખતે પણ યહુદીઓએ પાઉલને પાછો યરૂશાલેમ લાવવાની અને પોતાના નિયમ પ્રમાણે તેનો ન્યાય કરવાની તેની આગળ માગણી કરી, એ માટે કે જો હાકેમ તેની અરજ સાંભળીને પાઉલને એકવાર કાઇસારીઆના કિલ્લામાંથી બ્હાર કાઢીને યરૂશાલેમના રસ્તા પર લાવે તો તેઓ રસ્તામાં સંતાઇ રહી પાઉલને પુરો કરી નાખે. પરંતુ ફેસ્તસે તેમની વિનંતી કંઇ ધ્યાન આપ્યું નહિ, પણ તેથી ઉલટું તહોમતદારોને કાઇસારીઆ આવવાનો હુકમ કર્યો, જેથી યહુદીઓ ફરીથી કાઇસારીઆ આવ્યા. આ વખતે પણ વાદીઓ પાઉલ પરનાં તહોમતો સાબીત કરી શક્યા નહિ. છતાં પણ હાકેમે યહુદીઓને ખુશ કરવા ચાહીને પાઉલને પુછ્યું કે શું તું યરૂશાલેમમાં જઇને આ બધાં તહોમતોનો જવાબ આપવા રાજી છે? પાઉલે હાકેમનું મન ડામાડોળ જોયું, અને આ ગેરવ્યાજબી સૂચના સાંભળતાં, પોતાના રૂમી પ્રજાપણાના હક્કનો લાભ તરતજ લીધો, અને ઠેઠ કાઇસારની કચેરીમાં પોતાનો કેશ ચાલે એવી અપીલ કરી. આ વખતે તેણે હાકેમને જે જવાબ આપ્યો તે ખરેખર ઘણોજ હિમ્મતભર્યો પ્રત્યુત્તર હતો, તે કહે છે કે, "કાઇસારના ન્યાયાસન આગળ હું ઉભો છું, ત્યાં મારો ન્યાય થવો જોઇએ." યહુદીઓથી તેમના નિયમ પ્રમાણે નહિ, કારણ કે, "મેં યહુદીઓનું કંઈ ભુંડું

ાધું નથી, તે તું પણ સારી પેઠે જાણે છે, જો હું અપરાધી હોઉં, મથવા મરણ યોગ્ય જો મેં કંઈ કર્યું હોય, તો હું મરવાને ના નથી ાડતો, પણ જે વિષે તેઓ મારા પર દોષ મુકે છે તેમાંની જો મેક વાત ખરી ન હોય તો તેઓના હાથમાં કોઈ મને સોંપી શકતો ાથી. હું કાઇસાર પાસે દાદ માગું છું." આ અપીલ સાંભળીને સ્તસે તથા તેની આખી ન્યાયસભાએ પાઉલની માગણી પ્રમાણે તેને મમાં કાઇસાર પાસે મોકલવાનો નિશ્ચય કીધો.

હવે પાઉલે કાઇસાર પાસે દાદ માગી હતી, તેથી તેને રૂમ ાકલવો જોઇએજ. પણ તેના તહોમતનામામાં શું લખવું અને તેને ા કારણસર રૂમ મોકલવો પડે છે તે વાત બાદશાહની કચેરીને ણાવવા માટે કેશનો તુમાર રીતસર લખવાનો હતો, તેથી પાઉલની ાત ફરી સાંભળવા સારૂ ફેસ્તસે મોટો દરબાર ભર્યો; જેમાં આગ્રીપા ાજા તથા તેની બ્હેન બેરનીકે, જેઓ ફેસ્તસની મુલાકાતે આવ્યાં તાં તેઓ તથા બીજા ઘણાએક સરદારો પણ હાજર હતા. ફેસ્તસે રબાર ભરવાનું કારણ દરબારીઓને કહી સંભળાવ્યા બાદ પાઉલે ાતાના બચાવમાં મોટું ભાષણ કર્યું, અને અહિં પણ સુવાર્તાની ાહેદી આપી. જ્યારે એકાંતમાં દરબારીઓ વચ્ચે પાઉલ વિષે વાત ીકળી ત્યારે બધાએ કબુલ કર્યું કે ખરેખર દેહાંતદંડ કે બંધન ાગ્ય તેણે કંઇજ કીધું નથી. અને આગ્રીપા રાજાએ પણ ફેસ્તસને હ્યું કે જો એણે કાઇસાર પાસે દાદ માગી ન હોત તો, એને છોડી મુકાત.

પાઉલને કાઇસારીઆમાં કાંઈ સખત કેદ નહોતી, પણ કાચી દ હતી. કિલ્લાની બારીઓમાંથી ભુમધ્ય સમુદ્રને સામે કિનારે જર ફેંકીને માકેદોન્યા, આખાયા અને એફેસસ. જયાં ખ્રીસ્તમાં નાં વ્હાલાં બાળકો હતાં તેમના તરફ હરરોજ તે જોતો હશે. તેઓ ાઈ હરકત, સંકટકે પરીક્ષણમાં આવી પડયાં હશે કે કેમ તેનો તે હરરોજ ચ્ચાર કરતો, અને પોતાની હાલની સ્થિતિ તરફ નજર કરતાં તેમને

માટે તેનો આત્મા બળી જતો હશે. પણ આમાં ઇશ્વરનો હાથ હતો. પાઉલને હાલ આરામની ઘણીજ અગત્ય હતી. લગભગ વીસ વર્ષ સુધી તેણે ભૂખ, તરસ, થાક, તડકો, ઇત્યાદિ વેઠીને વિસામો લીધા વગર સુવાર્તાનું કામ કર્યું હતું, અને લગભગ આખી જાણીતી દુનિયાને ખ્રીસ્તની ધ્વજા નીચે આણી હતી. હવે એકજ સ્થળ, એટલે રૂમ, બાકી હતું, અને ત્યાં પણ તે થોડીજ વારમાં જવાનો હતો. આવી સખ્ત મ્હેનત કર્યા પછી પાઉલને વિસામાની અગત્ય હતી એમ હરકોઇ કહી શકે, કારણ કે આ વખતે તે લગભગ ૬૦ વર્ષની વયનો હતો, અને તેનું શરીર શ્રમ અને ઘણી જાતની સતામણીઓ વેઠવાથી ક્ષીણ થવા પામ્યું હતું, આવા સમયમાં થોડા વખત વિસામો લઇ પોતાની મ્હેનતનું ફળ મળેલું જોઇ તેથી રાજી થાય એ તેને માટે જરૂરનું હતું.

એટલુંજ નહિ પણ આ બે વર્ષની કેદ દરમ્યાન તેને સુવાર્તા વિષે વધારે વિચાર કરી તેમાં વધારે ઉંડા ઉતરવાનો પણ પ્રસંગ મળ્યો. અત્યાર સુધી જે સુવાર્તા તે પ્રગટ કરતો હતો ને તેના ખ્રીસ્તી થયા બાદ અરબસ્તાનના એકાંતવાસમાં પ્રભુના આત્માથી તેને શિખવવામાં આવી તેનું તાત્પર્ય હતું. પણ હવે તેને ખ્રીસ્ત વિષે વધારે ઉંડો અભ્યાસ કરવાનો વખત મળ્યો, અને તે પણ ખ્રીસ્તી ધર્મને માટે ખરેખર અગત્યનું હતું. ઇશ્વરે પણ તેથીજ પોતાના આ મહાન યોદ્ધાને લાંબા વખત સુધી કાઇસારીઆના કિલ્લામાં કેદ કરી રાખ્યો હશે. આ બે વર્ષ દરમ્યાન તેણે કોઇ મંડળી પર કંઇ લખ્યું નથી, કારણ આ તો મગજને વધારે પ્રફુલ્લિત કરવાનો વખત હતો. અને આ પછી જ્યારે તેણે ફરીથી લખવાનું કામ શરૂ કર્યું ત્યારે તેનું પરિણામ એકદમ દેખાઇ આવેલું આપણે જોઇએ છીએ.

આ કેદ પછીથી તેણે જે પત્રો લખ્યા છે તેમાંના બોધનો દેખાવ પહેલાંના પત્રો કરતાં વધારે ઉંડા ને મનોહર દેખાય છે.

અલબત પહેલાંનાં અને પાછળનાં પત્રોમાં કોઇ જાતની વિરૂદ્ધતા તો છેજ નહિ, પણ એથી ઉલટું રૂમીઓને તથા ગલાતીઓને લખેલા પત્રમાં ખ્રીસ્તી ધર્મનો જે મજબુત પાયો તેણે નાખ્યો છે તે પર તેણે એફેસીઓને તથા કલોસીઓને લખેલા પત્રોથી એક ભવ્ય અને સુંદર ઇમારત ચણી છે. અને ખરેખર પાયા કરતાં ઉપરની ઇમારત વધારે સુંદર તથા આકર્ષક લાગે છે. જ્યારે પ્રથમનાં પત્રોમાં પાપોની માફી જે ખ્રીસ્તી જીવનનું પ્રાથમિક કૃત્ય છે તે ઘણી મહેનતથી સમજાવવામાં આવ્યું છે, ત્યારે પાછળનાં પત્રોમાં ખ્રીસ્તી માણસનો ખ્રીસ્ત સાથેનો સંબંધ અને તેથી પ્રાપ્ત થતું ખરૂં ખ્રીસ્તી જીવન, એ વિષય પર ખાસ વજન મુકવામાં આવ્યું છે, અને તેના પાછળના બોધ પ્રમાણે ખ્રીસ્તી જીવનની ખરી સફળતા ખ્રીસ્ત સાથેના નિકટ સંબંધમાંજ દેખાઇ આવે છે. આ સંબંધ કેવી જાતનો છે તે સમજાવતાં તેણે કેટલાએક દાખલાઓનું એક કોષ્ટક ઘડી કાઢ્યું છે. તે કહે છે કે વિશ્વાસીઓ ખ્રીસ્તમાં છે, અને ખ્રીસ્ત તેમનામાં છે; તેમનો એકમેકનો સબંધ ઇમારતમાં ચણાએલા પત્થરોના જેવો, ઝાડ અને તેની ડાળીઓના જેવો, શરીર અને તેના અવયવોના જેવો, અને ધણી તથા ધણીઆણીના જેવો છે. આ સંબંધ તેજ ખરો સંબંધ છે. કારણ કે ત્યારેજ ખ્રીસ્તમાં રહેનાર વિશ્વાસીઓ તેની સાથે તેના અનંત વારસામાં બાગીદાર થાય છે. એટલુંજ નહિ પણ ખ્રીસ્ત સાથેના આવા ગાઢા સબંધથી વિશ્વાસીઓને ખ્રીસ્તી જીવનમાં આગળ વધવાને બળ મળે છે.

—:o:—

## ૧૭. રૂમ તરફ સફર.

હવે પાઉલે કાઇસાર પાસે દાદ માગેલી હોવાથી તેને રૂમ મોકલવા માટે ફેસ્તસે જુલ્યસ નામના એક સુબેદારના હવાલામાં તેને સોંપ્યો,

અને આદ્રામિતિયમનું એક વહાણ મળવાથી આશીઆને કિનારે કિનારે જવાનું ધારીને જુલ્યસે બીજા કેટલાક કેદીઓની સાથે પાઉલને પણ વહાણમાં લીધો. આ વખતે પાઉલની સાથે, લુક તથા આરીસ્તાર્ખસ તેના સાથી તરીકે હતા. કાઇસારીઆથી નીકળી તેઓ સીદોન બંદરે પહોંચ્યા. અહિં સુબેદાર જુલ્યસે પાઉલ પર મહેરબાની રાખીને તેના મિત્રો પાસે તેને જવા દીધો. આવી મહેરબાની પાઉલે કેવી રીતે મેળવી હશે, અથવા તો આ રૂમી સુબેદારના મનમાં એક કેદી પ્રત્યે આવી અનુકંપાની લાગણી કેમ ઉત્પન્ન થવા પામી હશે, તે જો કે આપણે ખાત્રીથી કહી શકતા નથી, તોપણ એટલું તો ખરૂં કે પાઉલમાં એવું કંઇક હતું કે જેથી વજ્ર જેવા અંતઃકરણવાળા માણસને પણ તે પોતાના તરફ ખેંચી શકતો હતો.

સીદોનથી આગળ વધીને વહાણ હવે કુપરસ બેટ પાસે થઇને, કીલકી તથા પામફુલ્યાના સમુદ્રમાંથી મુરા બંદર સુધી આવ્યું. મુરા લુકીઆ પ્રાંતનું એક બંદર હતું. અહિં આલેકસાંદ્રિયાનું એક વહાણ ઇટાલી દેશ તરફ સફર કરવાની તૈયારીમાં હોવાથી જુલ્યસે બધાં માણસોને તેમાં ચઢાવ્યાં. પછી આગળ ચાલતાં કનીદસની સામે થઇને ક્રેત ટાપુની સાલ્મોન ભૂશિર પાસે આવી પહોંચ્યા, અને ત્યાં થઇ તેજ ટાપુની દક્ષિણ બાજુએ સુંદર નામના બંદરે આવીને થોભ્યા, કારણ કે પવન ઉલટો હતો. અને વહાણને આગળ હંકારવું એ જોખમકારક દેખાતું હતું. પાઉલે આ વાત પોતાના સાથીઓને પણ કહી, કે આ સફરમાં આપણને નુકસાન થયા વગર રહેશે નહિ. પણ પાઉલ આ વખતે એક કેદી તરીકે સફર કરતો હતો, તેથી તેની વાત પર કોઇએ કંઇ ધ્યાન આપ્યું નહિ, અને વહાણના માલીક તથા ટંડેલના કહેવા પર વિશ્વાસ રાખીને સુબેદારે આગળ વધવાને સમ્મતિ આપી. વળી હાલ તેઓ જે જગ્યાએ હતા તે જગ્યા શિયાળાના વખતમાં રહેવાને સગવડવાળી નહોતી, માટે ત્યાંથી નીકળીને હરકોઇ રીતે ફેનીકે પહોંચી ઠંડીનો સમય ત્યાં ગાળવો, એ બધાને યોગ્ય લાગ્યું.

પવન નરમ દેખાવાથી વહાણને ક્રેત ટાપુને કિનારે કિનારે હંકાર્યું, પણ વહાણ તરતજ યુરાકુલોન નામના તોફાની પવનમાં સપડાયું. અને કબજામાં ન રહેતાં પવનથી આમતેમ ઘસડાવા લાગ્યું. પવનનું તોફાન વધતુંજ ચાલ્યું, તે એટલે સુધી કે, વહાણમાંનો બધો સામાન પણ દરિયામાં વામી નાખવો પડ્યો, ને સઢ ઉતારી પાડી વહાણને જ્યાં જાય ત્યાં તણાવા દેવું પડ્યું. આમ ઘણા દિવસ સુધી સખત તોફાન ચાલ્યું. સૂરજ, ચંદ્ર કે તારા પણ દેખાતા નહિ. વહાણ કઇ દિશામાં ઘસડાય છે તેની પણ કોઇને ખબર નહોતી. બધાંના જીવ ઉચાટમાં હતા; બચવાની બહુ આશા નહોતી; એવામાં એક રાત્રે પાઉલને દૂતે દર્શન દઇને જણાવ્યું કે વહાણમાંનાં સઘળાં માણસો બચી જશે, પણ વહાણનો નાસ થશે. આ દર્શનની વાત પાઉલે બીજે દિવસે વહાણમાંના બધા ઉતારૂઓને કહેતાં તેમને હિમ્મત આપી કે કોઇએ બિહીવું કે ગભરાવું નહિ. કેમકે જે દેવની સેવા હું કરૂં છું તેણે પોતાના દૂતની મારફતે મને ખબર આપી છે કે મારે ખાતર વહાણમાંના સઘળા જીવોનું તેણે રક્ષણ કર્યું છે.

ચાદમી રાત્રે વહાણ આદ્રીઆના દરિયામાં આતનેમ ઘસડાતું હતું, એટલામાં ખલાસીઓને માલુમ પડ્યું કે તેઓ કોઇએક દેશના કિનારા નજદિક આવી લાગ્યા છે, જેથી તેઓએ બચી જવા માટે વહાણ પરથી કુદી પડીને મછવામાં બેસીને નાગી જવાનો વિચાર કર્યો, પણ પાઉલને આ સંતલસની જાણ પડતાંજ તેણે સૂબેદારને ચેતવ્યો કે જો ખલાસીઓ નાસી જશે તો વહાણમાંનું કોઇ બચી શકશે નહિં, જેથી સરદારે ચોકસાઈ રાખી, ને ખલાસીઓ વહાણને મુકીને નાસી જઇ શક્યા નહિ. વળી પાઉલે પણ આવા બારીક સમયમાં ઉતારૂઓને હિમ્મત આપીને અન્નપાણી લેવાને સલાહ આપતાં કહ્યું કે કોઇએ ગભરાવું નહિ, કેમકે તમારામાંના કોઇના માથાનો એક નિમાળો પણ ખરવાનો નથી.

. . . . . . .

દિવસ ઉગતાં વહાણુ મેલીટા (માલ્ટા) બેટના કિનારા પાસે ભાંગી ગયું, અને કેદીઓ તરીને નાસી જશે એવી ભ્રાંતિથી સીપાઇઓએ તેમને મારી નાખવાનો વિચાર કર્યો. પણ સુબેદારની મહેરબાની પાઉલ પર હોવાથી તેને બચાવવા ચાહીને તેમના મનસુબા પ્રમાણે કરવા દીધું નહિ. છેવટે વહાણુમાંનાં ૨૭૬ માણુસો સહિસલામત કિનારે પહોચ્યાં. મેલીટા બેટના જંગલી લોકોએ તેમની સારી પરોણાગત કરી. વખત શિયાળાનો હોવાથી ટાઢ પુષ્કળ પડતી હતી, જેથી દેવતા સળગાવી બધા ટાઢ ઉડાડતા હતા તેવામાં દેવતામાંથી એક એરૂ નીકળીને પાઉલને હાથે વળગ્યો, પણ કંઇ ઇજા પામ્યા વગર તેણે તેને અંગારામાં ઝટકી નાખ્યો. આ બનાવથી બધાને ઘણું આશ્ચર્ય લાગ્યું. વળી બેટના મુખ્ય અધિકારી પબ્લિયસનો બાપ તાવે તથા મરડાએ માંદો પડેલો હતો. તેને પાઉલે સાજો કર્યો, એટલુંજ નહિ પણ બેટમાંનાં બીજાં ઘણાં માંદાઓને તેણે સાજાં કર્યાં.

ત્રણ માસ મેલીટા ટાપુમાં વિસામો લીધા બાદ આલેકસાંદ્રિયાના એક વહાણુમાં ચઢીને તેઓ સુરાકુસમાં આવ્યા. સુરાકુસ જે સીસીલીનું મુખ્ય બંદર હતું ત્યાં ત્રણ દિવસ રહીને તેઓ રેગીઅમ થઇને પુતીઓલીમાં આવ્યા. અહિ કેટલાએક ખ્રીસ્તી ભાઇઓ મળ્યા, તેમને મળ્યા બાદ ખુશ્કી માર્ગે આપીફોરમ થઇને 'ત્રણ ધર્મશાળા" નામના ગામ સુધી આવ્યા. અહિં પાઉલના આગમનના સમાચાર સાંભળીને કેટલાએક ખ્રીસ્તી ભાઇઓ પાઉલને સામા મળવા આવ્યા હતા, જેમને જોઇને પાઉલે દેવની સ્તુતિ કરતાં હિમ્મત પકડી. બાદ ખુશ્કી માર્ગે રૂમ પહોચ્યા.

પાઉલની આ દરિયાઇ સફરનો ઇતિહાસ પ્રેરિતોનાં કૃત્યોમાં લુકે ઘણીજ ચોકસાઇથી લખ્યો છે, કારણુ કે તે તેનો આ વખતે સાથી હતો. આ સફરથી અસલના વખતનાં વહાણોનો તથા દરિયાઇ સફરનો ખરેખરો ખ્યાલ આવ્યા વગર રહી શકતો નથી. પ્રેરિતોના કૃત્યનું પુસ્તક વળી પાઉલના જીવનચરિત્રને માટે પણુ એક કીમતી પુસ્તક

ગણાય, કારણ કે ખરેખરા બારીકીના પ્રસંગે પણ તેનું જીવન કેવું ઝળકી આવે છે તે તેમાં આબેહુબ દેખાડવામાં આવ્યું છે. વહાણ પૃથ્વીની એક નાની આકૃતિસમાન છે, તે એક તરતો ટાપુ છે, કે જેમાં રાજા તથા પ્રજા બંને જોવામાં આવે છે, અને રાજતંત્રોની માફક આમાં પણ એકાએક ઉથલપાથલ થવાનો સંભવ હોય છે, તેવે પ્રસંગે જે સૌથી બાહોશ પુરૂષો હોય છે તે એકદમ ઉપર આવી શકે છે. પાઉલની આ સફર ઘણીજ ભય ભરેલી હતી, તેવે પ્રસંગે વહાણમાંનાં બીજાં માણસોને પોતા તરફ ખેંચી તેમનો ભરોસો પોતા પર બેસાડવાની જરૂર હતી, અને આપણે જોઇએ છીએ કે આ સફરને અંતે પાઉલ વહાણનો દોરનાર તથા સીપાઇઓનો સરદાર પણ થઈ ચુક્યો હતો. અને વહાણમાંનાં બધાંના જીવો તેનેજ લીધે બચી જવા પામ્યા હતા.

આખરે આ વિકટ સફર પુરી થઇ, અને પાઉલ આપીઅન નામનો મોટો રસ્તો કે જ્યાંથી પૂર્વના મુસાફરો રૂમમાં પ્રવેશ કરતા, તે પર ચાલતાં રૂમી રાજની રાજધાનીની નજદીક આવતો જણાયો; જેમ જેમ તે નજદીક આવતો ગયો તેમ તેમ રૂમી બાદશાહતની જાહોજલાલી ધીમે ધીમે તેની આંખોને આંજવા લાગી. ઘણાં વર્ષથી રૂમ આવવાને તે આતુર થઈ રહ્યો હતો. પણ હાલ જે સ્થિતિમાં તે આવતો હતો તે સ્થિતિમાં નહિ, પણ તેથી જુદીજ સ્થિતિમાં આવવાને તે આતુર હતો. જેમ કોઇ સરદાર જે દેશને તે તાબે કરવા માગતો હોય તેના મુખ્ય મથક તરફ જેવી દૃષ્ટિથી જુએ તેવીજ દૃષ્ટિથી પાઉલ હમેશાં રૂમ શહેર પ્રત્યે જોતો હતો. આ મહાન યોદ્ધો ખ્રીસ્તની સુવાર્તાના ઝુંડા નીચે આખા જગતને જીતવાને આજ વીસ વર્ષથી મહેનત કરતો હતો, અને રૂમ એકલુંજ હવે બાકી હતું, જ્યાં પોતાના પ્રભુનું નામ લઈ જવાને તે ઘણો આતુર હતો. કેટલાક વર્ષ પર તેણે રૂમીઓને કહેણ મોકલ્યું હતું કે "હું તમ રૂમીઓને પણ મારી શક્તિ પ્રમાણે સુવાર્તા પ્રગટ કરવા તૈયાર છું, કેમકે ખ્રીસ્તની

સુવાર્તા વિષે હું શરમાતો નથી, કારણ કે તે પ્રત્યેક વિશ્વાસ કરનારના તારણને અર્થે દેવનો પરાક્રમ છે." પણ હાલ જ્યારે તેણે પોતાને રૂમની ભાગળોમાં નિરાશાજનક સ્થિતિમાં અશકત, વૃદ્ધ અને સાંકળોથી બંધાએલો જોયો ત્યારે તેનું હૃદય શીથિલ થવા લાગ્યું, ને તે કંઇક નિરાશ થયો. આવે પ્રસંગે એક બનાવ બનવા પામ્યો કે જેથી તેને ઘણી હિમ્મત આવી. રૂમથી લગભગ ૪૦ માઇલને અંતરે તે હતો એવામાં કેટલાક વિશ્વાસી ભાઇઓએ તેના આગમનની ખબર સાંભળી તેની સામે તેને આવકાર આપવા આવ્યા હતા, અને ફરી હજી રૂમ લગભગ ૧૦ માઇલને છેટે હતું એટલામાં વિશ્વાસીઓનું બીજું પણ એક નાનું ટોળું તેને આવી મળ્યું. પાઉલને આ પ્રસંગે પોતા પર તેમનો ભાવ અને પ્રેમ જોઇને ઘણો આનંદ થયો, અને તેનો આત્મા તાજો થયો. તેણે ઇશ્વરનો આભાર માનતાં હિમ્મત પકડી. સુવાર્તાને માટે તેનો ઉત્સાહ ફરીથી જોશમાં આવ્યો, અને જ્યારે તે પોતાના સાથીઓની સાથે આલ્બન ટેકરીઓ પર પહોંચ્યો કે જ્યાંથી શહેરનો સુંદર દેખાવ નજરે પડે છે ત્યારે વિજયની આશાએ તેનું હૃદય હર્ષથી ઉભરાવા લાગ્યું; કારણ કે તે જાણતો હતો કે તેના હૃદયમાં એવી એક બળવાન ફોજ હતી જે આ મગરૂર શહેરને જીતી લેવાને પુરી સમર્થ હતી. એક કેદી તરીકે તો નહિ, પણ વિજયી સરદાર તરીકે તેણે શહેરમાં પ્રવેષ કર્યો. જે રસ્તેથી ઘણાએક વિજયી રૂમી સરદારો શત્રુઓની પુષ્કળ લુટ સહિત, વિજયી રથમાં બેસીને હરખાતા હરખાતા રૂમમાં પ્રવેશ કરતા હતા, તેજ રસ્તેથી પાઉલે પણ શહેરમાં પ્રવેશ કર્યો. પાઉલ પણ એવા એક શુરવીર જેવોજ દેખાયો; અલબત તેને માટે કોઈ વિજયી રથ તો નહોતો; લાંબી મુસાફરીથી થાકેલા તથા સુજી ગએલા પગેજ તે પોતાનો રસ્તો કાપતો હતો. તેના શરીરને કોઇ ચાંદ કે ઘરેણાંથી શોભાવવામાં આવ્યું નહોતું. પણ તેનાં હાથનાં કાંડાંપરથી ખણખણ કરતી

સાંકળોનો અવાજ સંભળાતો હતો. વાજતેગાજતે તેને આવકાર આપવાને કોઇ સામે આવ્યું નહોતું, થોડાક ગરીબ મિત્રોજ તેનાં સંઘમાં હતા. તોપણુ તેનાં વિજયી પગલાંનો અવાજ રૂમના રસ્તાઓ પર સંભળાતો માલુમ પડતો હતો. એમ જીત પામવાની પુરી આશા સહિત તે રૂમમાં પેઠો. તેનો રસ્તો બાદશાહી મહેલ તરફ તો નહિ પણુ કેદખાના તરફ વળ્યો. અને લાંબા વખત સુધી તેને કેદમાં રહેવું પડ્યું, કારણુ કે લગભગ બે વર્ષ સુધી તેને દાદ મળી નહિ. નિર્દય બાદશાહ નેરો જે આ વખતે રૂમની ગાદી પર હતો, તે એવા હલકા સ્વભાવનો હતો કે મોજમઝા મેળવવાનો સ્હેજ તરંગ ઉત્પન્ન થતાં ગમે તેવું અગત્યનું કામ પણુ બાજુ પર નાખી દેતો. પાઉલના સદ્‌ભાગ્યે તેને અહિં પણુ સખત કેદ નહોતી. પોતાની મરજી પ્રમાણે ઘર ભાડે લઇ રહેવાની તેને પરવાનગી મળી હતી, તેમાં પોતાનું કામ કરવાની તેને પુરી સ્વતંત્રતા હતી, માત્ર એક સીપાઈ તેની ચોકી કરતાં હમેશાં તેની સાથે રહેતો હતો. કદાચ એમ હોય કે જે સરદાર તેને કાઇસારીઆથી રૂમ સુધી લઇ આવ્યો હતો તેણે રૂમમાંના અધિકારીને પાઉલ માટે ખાસ ભલામણુ કરી હશે, અથવા તો જે અધિકારીના હવાલામાં પાઉલને સોંપવામાં આવ્યો હતો તેણે પાઉલ વિષે તપાસ કરીને તેને માટે સારો અભિપ્રાય બાંધ્યો હશે; તેથીજ પાઉલને બંધીવાન છતાં રૂમમાં છૂટથી સુવાર્તાનું કામ કરવાને પ્રસંગ મળ્યો.

—:o:—

## ૧૮. રૂમમાં કેદીનું કામ.

પાઉલ જ્યારે રૂમમાં આવ્યો ત્યારે તે શહેર પુરી જાહોજલાલીમાં હતું. દુનિયાની રાજધાનીનું શહેર હોવાથી દરેક દેશના અમીર ઉમરાવો ત્યાં આવીને વસેલા હતા. રૂમીઓ આ જમાનામાં સર્વોપરી હોવાથી દુનિયાની લુટથી શહેરને પૂરૂં શણુગારવામાં આવ્યું હતું. આ વખતે તેમાં આસરે ૧૨,૦૦,૦૦૦ માણુસની વસ્તી હતી. શહેરમાં દોલત, વૈભવ

પુષ્કળ હતાં, તેની સાથે દુરાચારમાં પણ પુરેપુરૂં હતું. અને તેની આત્મિક સ્થિતિ ખરેખર દયાજનક હતી. નિર્દય નેરો, જેનું નામ દુનિયાના ઇતિહાસમાં પ્રખ્યાત છે, તે આ વખતે રૂમની ગાદી પર હતો. જુલમ અને નિર્દયતા ઠેરેઠેર નજરે પડતાં હતાં. ગુલામોનો વેપાર ધમધોકાર ચાલતો હતો. કેળવણીમાં તદન પાછળ અને ધર્મ વિષે તો કોઇ કંઇ દરકાર કરતુંજ નહિ. આવી જગ્યાની વચ્ચે પણ એક નાનું વિશ્વાસીઓનું ટોળું રહેતું હતું. પાઉલે જ્યારે શહેરની આત્મિક સ્થિતિ જોઇ ત્યારે તેને ઘણીજ દયા આવી. અને પોતે સાંકળોમાં છતાં શહેરને શેતાનના દાસપણામાંથી છોડાવી જીવતા દેવના ઝુંડા નીચે લાવવાને તેણે શેતાન સામે યુદ્ધ શરૂ કર્યું.

પાઉલ જેવા ઉદ્યોગી માણસને માટે તેની હાલની સ્થિતિ અલબત નિરાશા ઉત્પન્ન કરે એવી હતી. તેણે તો આવા મોટા શહેરમાં સ્થળે સ્થળે ફરી સુવાર્તા પ્રગટ કરીને ઘણીએક મંડળીઓ ઉભી કરી હોત; ખરેખર પાઉલની જગ્યાએ જો બીજો કોઇ માણસ હોત કે જે આ સ્થિતિમાં આવી ગયો હોય, તો તે નિરાશ થયા વગર રહે નહિ. પણ પાઉલ તો જુદીજ રીતે વર્ત્યો. પોતે જે સ્થિતિમાં હતો તેનો પુરો વિચાર કરીને જે ઘરમાં તે ભાડે રહેતો હતો તે ઘરનેજ તેણે એક શિક્ષણસ્થાન બનાવ્યું, અને જે થોડીક જગ્યા તેના હવાલામાં હતી તેનો એવો સારો ઉપયોગ કર્યો કે નેરોના રાજસ્થળમાં તેણે નેરો કરતાં પણ એક વિશાળ હકુમત સ્થાપન કરી. તેનો સૌથી ત્રાસદાયક વખત પણ તેના હકમાં સારો નિવડ્યો. જે સીપાઇઓ તેની ચોકી કરતા હતા, અને જેઓ રોજ વારા ફરતી તેની સાથે રહેતા હતા તેઓમાંના ઘણાએકને તેણે ખ્રીસ્તની તરફ ફેરવ્યા. પાઉલ જેવા આતુર અને વ્યગ્રાવસ્થાવાળા માણસને સાંકળોમાં બંધાઇને બેસી રહેવું ઘણી વખતે અસહ્ય ત્રાસદાયક લાગે એ સ્વભાવીક છે. જે પત્રો તેણે આ કેદખાનામાંથી લખ્યા છે તેઓમાં

વખતોવખત તેની સાંકળોનો ખણખણાટ સંભળાય છે. પણ આવી સ્થિતિમાં ચીડાઇ ન જતાં જે પ્રસંગ તેને મળ્યો તેનો ઉમદા ઉપયોગ કર્યો. તેની ચોકી કરનાર સીપાઇઓ દર ચાર ચાર કલાકે બદલાતા હશે, અને એમ ચોવીસ કલાકમાં છ-સાત સીપાઇઓ વારા ફરતી તેની હાજરીમાં આવતા હશે. આ સીપાઇઓ બાદશાહી મહેલની પલટણમાંના હતા. અને તેથી રૂમના સૌથી ઉત્તમ લશ્કરમાંના તેઓ હતા. પાઉલ પરાયા માણસ સાથે પોતાના હૃદયમાં જે વિષય લઇને તે ફરતો હતો તે વિષે વાત કર્યા વિના આખો વખત ચુપચુપ બેસી રહે તેવો નહોતો. આ સીપાઇઓને તેણે તેમના અમર આત્મા વિષે તથા ખ્રિસ્ત પર વિશ્વાસ કર્યાથી તારણ મળે છે તે વિષે વાત કરી. આ સીપાઇઓ જેઓ રૂમી યુદ્ધશસ્ત્રોમાં કેળવાયલા હતા તેમને પાઉલની આ નવી વાત અચંબો પમાડનારી લાગી, અને તેના બોધનું પરિણામ એ આવ્યું કે તેઓમાંના ઘણા નવા માણસ બની ગયા. બારાકમાં ધર્મજાગૃતિ થવા પામી, અને ઠેઠ રાજમહેલ સુધી પણ તેની અસર થઇ. પાઉલનો ઓરડો ઘણી વખતે આવા માણસોથી ભરેલો રહેતો. કારણ કે કામકાજથી મુક્ત થયા બાદ પણ તેઓ ઘણી વખતે પાઉલનું સાંભળવાને તેની પાસે આવીને બેસતા હતા. પાઉલને તેમના પર કરૂણા આવતી. અને ઘણી વખતે તેમના ધંધાનો વિષય લઇને પણ તેમણે બોધ કરતો. અને શગાનન ચઢાવતો હતો. આવે પ્રસંગે જે ઉમદા વચનો આ સીપાઇઓને તેણે કહેલાં તે આપણી પાસે હૈયાત છે: તે પરથી જણાય છે કે ખ્રીસ્તના શૂરા સૈનિકો થવાને તે તેમને કેવા જુસ્સાથી બોધ આપતો હતો. "મારા ભાઇઓ, પ્રભુમાં તથા તેના સામર્થ્યના બળમાં શક્તિવાન થાઓ. શેતાનની કુયુક્તિઓની સામે સ્થિર રહી શકો, માટે દેવનાં સર્વ હથિયારો સજો. કેમકે રક્ત તથા માંસની સામે આપણું મલયુદ્ધ નથી, પણ અધિપતિઓની સામે, અધિકારીઓની સામે, જગતમાંના આ

અંધકારના સત્તાધારીની સામે, આકાશીઓમાં ભુંડાઇનાં આત્મિક લશ્કરોની સામે છે. એ માટે દેવનાં સર્વ હથિયારો લો, કે તમે ભુંડે દહાડે અટકાવી શકો, અને સર્વ કરીને ઉભા રહી શકો. એ માટે સત્યથી તમારી કમર બાંધીને તથા ન્યાયીપણાનું બખ્તર પહેરીને, તથા શાંતિની સુવાર્તાની તૈયારી પગોમાં પહેરીને, ઉભા રહો. સર્વ ઉપરાંત વિશ્વાસની ઢાલ લો, જેથી ભુંડાના બળતા ભાલાઓ હોલવી શકશો. અને તારણનો ટોપ તથા આત્માની તરવાર જે દેવની વાત છે, તે લો." ઉપલી છબી તેણે પોતાની ઓરડીમાંના સીપાઇઓના જીવન અને શસ્ત્ર પરથી ચીતરી હશે, અને જે પત્રમાં આ વચનોને સાચવી રાખવામાં આવ્યાં છે તેમાં દાખલ કર્યા પહેલાં પાઉલે પોતાની લડાયક મંડળીને તે સંભળાવ્યાં હશેજ.

તે સિવાય બીજા પણ ઘણા માણસો તેની મુલાકાતે આવવા લાગ્યા શહેરમાંના યહુદીઓ તેમજ વિદેશીઓમાંના પણ જેઓ ખ્રીસ્તી ધર્મ પ્રત્યે વત્તોઓછો ભાવ રાખતા, તેઓ તેની પાસે એકઠા થતા; તેઓમાંના ઘણા તેની વાત ધ્યાનથી સાંભળતા હતા. કદાચ આ બે વર્ષની કેદ દરમ્યાન એવો એક પણ દિવસ ખાલી ગયો નહિ હોય કે જેમાં પાઉલની ઓરડીએ આવા મુલાકત કરનારાઓ ન આવ્યા હોય. રૂમના ખ્રીસ્તીઓ તો જાણે દેવવાણી સાંભળવાને દેવળમાં જતા હોય તેમ તેના કેદના ઓરડામાં તેનું સાંભળવાને હરરોજ ભેગા મળતા. ઘણાએક ખ્રીસ્તી બોધકો અને શિક્ષકો ત્યાં જઇને તેમના આત્માની તરવારો તેજ કરી આવતા. શહેરના ખ્રીસ્તીઓમાં નવો જુસ્સો અને ઉત્સાહ ઉત્પન્ન થવા પામ્યો. ઘણાં માબાપો પોતાના દીકરાઓને અને ઘણા પોતાના મિત્રોને તેની પાસે લાવતા, એવી આશાથી કે પ્રેરિતના ઉપદેશથી તેમની દેવ પ્રત્યેની નિશ્ચિંત લાગણીઓ સતેજ થવા પામે. ઘણાએક રખડતા માણસો પણ દૈવયોગે ત્યાં આવી જતા, અને નવા માણસો બની તેની ઓરડીમાંથી બહાર નીકળતા.

તેઓમાંનો એક ઓનેસીમસ નામનો કલોસ્સે શહેરનો ગુલામ હતો, જે કલોસ્સેથી નાસીને રૂમમાં આવ્યો હતો. પાઉલે તેને તદન નવો માણસ બનાવી તેના ખ્રીસ્તી શેઠ ફીલેમોન પાસે દાસ તરીકે નહીં પણ ખ્રીસ્તમાં વહાલા ભાઇ તરીકે પાછો મોકલ્યો.

હજી એથી પણ વધારે મનોરંજક પરોણાઓ તેની પાસે આવવા લાગ્યા. તેની આખી જીંદગીભર જુવાનોને તે બહુ ચહાતો હતો. ઘણાએક જુવાનો તેનો મિલનસાર સ્વભાવ હિમ્મત અને નિસ્વાર્થથી આકર્ષાઇ તેની સાથે મળી તેના કામમાં ભાગીદાર થયા હતા. આવા જુવાનોને તેણે કેળવીને ધર્મનું ઉંડું શિક્ષણ આપી જુદા જુદી મંડળીઓમાં બોધકો, વડીલો અને પાળકો નિમ્યા હતા. તેઓમાંના ઘણા તેની પાસે રૂમમાં ટોળાંબંધ આવવા લાગ્યા. તીમોથી, તીતસ, માર્ક, આરીસ્તાર્ખસ, લુખીકસ, એપાફ્રાસ, એપાફ્રોદીતસ, અને બીજા ઘણા તેની પાસે આવીને તેના મુખનાં અમૃતમય વચનોથી તેમના આત્માની તરવારોને વધારે તીક્ષણ બનાવી જતા હતા. તેઓના આત્માઓને તે ઉત્તેજીત કરતો, અને નવીન બોધ સાથે જુદી જુદી મંડળીઓમાં તેમને પાછા મોકલી દેતો. ઘણીએક મંડળીઓ પણ પોતાના ઉપદેશકોને તેની પાસેથી કંઇક વિશેષ શિક્ષણ લેવાને મોકલતી હતી. કેટલીએક મંડળીઓ તો પોતાના વડીલોને પ્રેરિતની દૈહિક ગરજ પુરી પાડવાને પ્રેમાર્પણ સહિત મોકલતી હતી. પોતાની મંડળીઓનો આટલો બધો પ્રેમ જોઇ પાઉલ સાંકળોએ બંધાયલો છતાં પોતાની મ્હેનતનું ફળ જોઇ પ્રભુનો ઉપકાર માનતો તથા તેનામાં હરખાતો હતો. દુર દુરના દેશોમાં વસતા પ્રભુમાં તેનાં વહાલાં બાળકોને તે એક ક્ષણભર પણ ભુલતો નહિ. દરરોજ તેના વિચારો ગલાતીના પહાડી પ્રદેશમાં અને આશિયાના તથા ગ્રીસના પ્રાંતોમાં મુસાફરી કરતા હતા. દરરોજ અંત્યોખ, એફેસસ, ફીલીપી, થેસ્સાલોનીકા તથા કરીંથમાંના વિશ્વાસીઓને તે પોતાની પ્રાર્થનાઓમાં યાદ કરતો હતો તેમજ તેઓ પણ પોતાના વહાલા પ્રેરિતને ભુલી

ગયા નહોતા. દરરોજ દૂર દૂરની મંડળીઓમાંથી કોઇને કોઇ બોધક કે શિક્ષક પોતાની મંડળીની ખબરો લઇને અથવા તો કોઇ અગત્યના વિષય પર પ્રેરિતની સલાહ પુછવાને અને તેનાથી સુશિક્ષિત થવાને આવતા હતા. આ એલચીઓને પાઉલ ખાલી હાથે પાછા મોકલતો નહિ પ્રેરિતના બોધ તથા શિખામણોથી ભરપુર થઇ તેઓ પાછા ફરતા. કેટલાએક તો પોતાની મંડળીઓને માટે ઉત્તમ લેખીત સદેશા અને બોધ સહીત પાછા જતા હતા. ફીલીપીઓનો બોધક એપાફ્રોદીતસ જેને ત્યાંની મંડળીએ પ્રેરિતને માટે દાનાપર્ણ લઇને મોકલ્યો હતો તે જ્યારે પાછો ફર્યો ત્યારે પાઉલે તેમનો આભાર માનતાં તેની સાથે ફીલીપીઓને પત્ર લખીને મોકલ્યો જેમાં તે પોતાનો આનંદ જાહેર કરે છે. અને દરેક વાક્ય એક સ્ત્રીના પ્રેમ કરતાં પણ અધિક પ્રેમથી ઝળકી રહ્યું છે. વળી જ્યારે ગુલામ ઓનેસીમસને તેના શેઠ પાસે કલોસ્સે પાછો મોકલ્યો ત્યારે પાઉલે તેની સાથે તેના શેઠ ફીલેમોન પર ભલામણપત્ર લખીને મોકલ્યો, જે ખ્રીસ્તી સભ્યતાનો એક ઉત્તમ નમુનો છે. એટલુંજ નહિ પણ તેજ વખતે કલોસ્સેની મંડળીનો બોધક એપાફ્રાસ જ્યારે પાછો ફર્યો ત્યારે તેની સાથે કલોસ્સીઓને પત્ર લખીને મોકલ્યો. આ પત્રોને પાઉલે કેદમાં રહીને જે કામ કર્યાં તેમનું સ્મારક કહી શકાય. ત્યાર બાદ તેણે એફેસીઓને પત્ર લખીને પોતાની મ્હેનતને પુરેપુરી દીપાવી. આ પુસ્તક કદાચ દુનિયામાં સૌથી ગૂઢ તથા ઉમદા વચનોથી ભરપુર કહેવાય. ખ્રીસ્તી મંડળીને પ્રભુના ઘણાએક સેવકોની કેદથી કેટલાક ઉત્તમ લાભ પ્રાપ્ત થએલા છે. ખ્રીસ્તી સાહિત્યમાં એકે અવાજે વખણાયલું "યાત્રાકારી"નું પુસ્તક પણ કેદખાનામાંજ લખાયું હતું. પણ પાઉલને કાઇસારીઆ તથા રૂમના બંદીખાનાઓમાં જે પ્રસંગ મળ્યો તેમાં પોતાના વિચારોને ખ્રીસ્તી ધર્મની સત્યતાનાં ઉંડાં મુળતત્ત્વો તરફ દોરી શક્યો જે એફેસીઓના પત્રોમાં પ્રકાશે છે, એવો મોટો આશીર્વાદ ખ્રીસ્તી મંડળીને બીજે કોઇ પ્રસંગે મળ્યો નથી.

પાઉલને કદાચ એમ લાગ્યું હશે કે જે જીંદગી તે બે ત્રણ વર્ષ પહેલા ગુજારતો હતો તે હવે તદ્દન બદલાઇ ગઇ છે. તેનાથી હવે ફરીફરીને ઉપદેશ થઇ શકતો નહોતો. પણ ઇશ્વરના વિચારો માણસના વિચારોથી ઉમદા અને ચઢીઆતા છે. તેણે પાઉલને પોતાની કૃપાથી ભરપુર કરીને તેની આવી સ્થિતિમાંનાં દરેક પરિક્ષણોને જીતવાને, તથા ગયા વીસ વર્ષોમાં દેશોદેશ ફરીને જે કામ તેણે કર્યું હતું તેથી વિશેષ ઉત્તમ કામ દુનિયાના હિતને અર્થે કરાવવાને તેને વધારે બળવાન કીધો. પોતાની ઓરડીમાં બેસીને દૂર દૂરના વિશ્વાસીઓની આત્મિક ગરજો માટે તે ઉંડો વિચાર કરતો હતો, અને તેમને માટે પોતાના ખરા હૃદયથી દરેક દિશામાં આત્મિક મદદ અને હિમ્મત આવે એવા સંદેશા પત્રોદ્વારે મોકલતો હતો. આ પત્રો આખી દુનિયાનું ધ્યાન ખેંચી રહ્યા છે.

———:o:———

## ૧૯. પાઉલના પત્રો.

હવે આપણે અહિં થોડીવાર થોભીને પાઉલનાં લખાણો તરફ નજર કરીએ, કારણ કે એ પણ તેની જીંદગીનો એક ખાસ અગત્યનો ભાગ છે. જેમ તે એક દેશથી બીજે દેશ, એક પ્રાંતથી બીજે પ્રાંત, શહેરોમાં તથા ગામોમાં, જમીનમાર્ગે તેમજ જળમાર્ગે ફરીને ખ્રીસ્તની સુવાર્તા, જેને તે પોતાની જીંદગીનું મુખ્ય કર્તવ્ય સમજતો હતો, તેને પ્રગટ કરતો હતો, તેમ આપણે યાદ રાખવું કે તેના જમાનાનો તે પણ એક મહાન તત્ત્વવેત્તા હતો, અને જેમ મુસાફરીઓથી સુવાર્તાનું કામ કરતો તેમજ પત્રોદ્વારાએ પણ ઘણું કામ કરતો હતો. તેનાં લખાણો હાલ આખી દુનિયાનાં સાહિત્યોમાં એક અવાજે સૌથી શ્રેષ્ઠ જ્ઞાનથી ભરપુર લેખાય છે. આ વિષયમાં દુનિયાના બધા ધર્મોપદેશકોમાં તેનો નંબર પહેલો છે. અલબત ઘણાએક ધર્મોપદેશકો થઇ ગયા છે કે જેમને દુનિયાને જીતવાનો જુસ્સો હતો. પણ તેઓમાંના કોઇએ દુનિયાનાં સાહિત્યોમાં એક પણ નવા વિચારનો ઉમેરો કર્યો હોય

એમ દેખાતું નથી, પાઉલમાં આ બન્ને ગુણો તરતા આવે છે. એટલે દુનિયાને જીતનારાઓમાં તેનો નંબર પહેલો છે, એટલુજ નહિ પણ મનુષ્યજાતને તેણે ઘણાએક નવા વિચારો ઉત્પન્ન કરી આપ્યા છે. જો તેનાં લખાણોની હૈયાતી બંધ થાય તો દુનિયાના સાહિત્યને એક ભારેમાં ભારે ખોટ વેઠવી પડે. તેનાં લખાણોએ મનુષ્યજાતનાં મગજોને તેજ બનાવ્યાં છે. દરેક દેશમાં અને દરેક ભાષામાં તેનાં લખાણોએ સુવાર્તાનાં ઉત્તમ બીજ વેર્યાં છે જેનાં સોગણું અને સાઠગણું ફળ ઉપજેલાં હાલ આપણે જોઇએ છીએ. ખ્રીસ્તી મંડળીમાં જે જે સુધારા થવા પામ્યા તે પણ પાઉલનાં પત્રોનેજ આભારી છે. જ્યારે માર્ટીન લુથરે યુરોપ ખંડને સૈકાંની નિદ્રામાંથી જાગૃત કર્યો ત્યારે પાઉલનાજ શબ્દો પોતાના મુખમાં લઇને તે પોકારતો હતો. તોપણ આ પત્રો લખતી વખતે પાઉલને થોડીજ ખબર હતી કે ભવિષ્યમાં તેઓ મંડળીમાં કેવો ભાગ ભજવવાનાં હતાં? તેઓ તો ફક્ત તેના પરિશ્રમનું ફળ હતું. ખ્યાતિ મેળવવાને કે નામના વધારવાને નહિ, પણ અમુક પ્રસંગોને અનુસરીને તે લખવામાં આવ્યા હતા. તે તેના અંતઃકરણના શુદ્ધ ઉદ્ગારો હતા. તેનું આતુર અંતઃકરણ, ખ્રીસ્તમાં તેનાં વ્હાલા બાળકો જેઓની આજુબાજુ દુનિયાનાં હજારો પરિક્ષણો વિંટળાયલાં હતાં, તેમના હિતને અર્થે ઉત્સુક હતું, તેમાંથી આ પત્રો લખાયા હતા. તે તેના રોજના કામનો એક ભાગ હતો. જેમ જમીનમાર્ગે તેમજ જળમાર્ગે પોતાની મંડળીઓની મુલાકાતે તે દોડતો, અથવા તો તીતસ કે તીમોથીની સાથે સંદેશા મોકલાવતો, તેમ જ્યારે આવું સાધન નહિ મળતું ત્યારે પત્રો લખીને પોતાનો બોધ તથા સલાહ મંડળીઓને આપતો હતો.

સૌથી અજાયબ જેવું એ છે કે પાઉલને પુંકળ કામ હોવા છતાં, અને તેનું મગજ જુદી જુદી મંડળીઓનાં કામોમાં રોકાએલું હોવા છતાં, તેનાં લખાણોમાં પણ તે પુરતું ધ્યાન આપી શકતો છે. એ કામ એકી વખતે કુશળતાથી કરવાં ઘણી વખતે મુશ્કેલ દેખાય છે.

પણુ પાઉલ તો જે કંઇ લખતો કે જે કંઇ બોલતો તે ઇશ્વરી પ્રેરણાથીજ હતું. દરેક વચન જે તે લખતો તે ઇશ્વરનો આત્મા તેના મગજમાં મુકતો હતો. છતાં તેના પત્રો જરા બારીકીથી જોઇએ તો તેઓ ઘણીજ ઉતાવળથી લખવામાં આવેલા છે, એમ દેખાય છે. કેટલીક જગ્યાએ તે એક વાક્ય શરૂ કરે છે પણુ તે પુરૂં કરવાને ભુલી જાય છે, અને તરતજ બીજું વાક્ય શરૂ કરતો દેખાય છે. પોતાના વિચારો સરખી રીતે એક પછી એક પ્રદર્શિત કરવાને બદલે તેઓને એકી વખતે સામટા ઠાલવી દેતો દેખાય છે. પણુ તેમાં તો તેનું આતુર અંતઃકરણુ દેખાઇ આવે છે. અને આપણે યાદ રાખવું જોઇએ કે આપણે તેના સેંકડો નવા વિચારોને માટે આભારી છીએ; જે કંઇ તે લખતો તે પોતાના આત્મિક જીવનનો અનુભવ હતો. તેનાં પત્રોમાં તેણે પોતાની છબી આબેહુબ ચિતરી છે. દરેક અધ્યાયમાં આપણે તેનું અંતઃકરણુ ખુલ્લેખુલ્લું જોઇ શકીએ છીએ. તેનાં પત્રો વાચતાં તેનો બહારનો દેખાવ, એટલુંજ નહિ પણુ તેના અંતઃકરણુની ગુપ્ત વાતો સુદ્ધાં જોઇ શકાય છે. લુકે જો કે પ્રેરિતોનાં કૃત્યમાં તેનું ઉમદા ચિત્ર આપ્યું છે, છતાં આપણે એટલાથીજ પાઉલને પુરી રીતે ઓળખી શકતા નથી. પણુ ખાસ કરીને તેના પોતાના પત્રોમાંથી આપણે તેની દૈહિક તેમજ આત્મિક જીંદગી જોઇ શકીએ છીએ. જે સત્યતા તેણે જાહેર કરી છે તે તમામ તેનામાં દેખાય છે.

પાઉલે જુદે જુદે પ્રસંગે અને જુદે જુદે સ્થળેથી પોતાની જુદી જુદી મંડળીઓને અને મિત્રોને તેર પત્રો લખ્યા છે, જેઓ આપણી પાસે નવા કરારમાં મોજુદ છે. તેમાંના પહેલા છ પત્રો એટલે પહેલો તથા બીજો થેસ્સાલોનીકા, ગલાતીઓને પત્ર, પહેલો તથા બીજો કરીંથી, તથા રૂમીઓને પત્ર તેણે પોતાની બીજી અને ત્રીજી સુવાર્તાપ્રસારક મુસાફરીઓ દરમ્યાન લખ્યા છે. અને કલોસે,

ફીલીપી, તથા એફેસીઓને પત્ર રૂમમાંની બે વર્ષની કેદ દરમ્યાન લખ્યા છે. ઉપલા નવ પત્રોમાં ખ્રીસ્તી ધર્મની સત્યતાના સિદ્ધાંતોનો મતબોધ તથા નીતિબોધનો સમાવેશ થાય છે.

એક પત્ર ખાનગી ગૃહસ્થ પર લખવામાં આવ્યો છે, તે પણ રૂમના બંદીખાનામાંથી લખાયો છે એટલે ફીલેમોનને પત્ર. ફીલેમોન કલોસેની મંડળીનો એક શ્રીમંત સભાસદ હતો. પાઉલના બોધથી ખ્રીસ્તી થયા બાદ મંડળીમાં ઘણો આગળ પડતો ભાગ લેતો અને પોતાના ગરીબ ખ્રીસ્તી ભાઈઓને ઘણી તરેહની મદદ કરતો હતો. કલોસેના ખ્રીસ્તીઓ તેનાજ ઘરમાં ભજનસેવાને અર્થે એકઠા મળતા હતા. હવે ફીલેમોનનો ઓનેસીમસ નામનો એક દાસ ઘણું કરીને ઘરમાં કંઈ નુકશાન કરીને પોતાના શેઠની રજા સિવાય ઘરમાંથી નાસી ગયો હતો. રખડતાં રખડતાં તે રૂમ આવી પહોંચ્યો, અને ત્યાં દૈવયોગે પાઉલનો ભેટો થતા ખ્રીસ્તી થઈ મંડળીમાં મેળવાયો. એટલુંજ નહિ પણ એવા સારા સુધારા પર આવી ગયો કે પાઉલ તેને પોતાના દીકરા સમાન ગણે છે અને બન્નેને અરસપરસની પ્રીતિ એટલી બધી મજબુત બંધાઈ હતી કે જ્યારે ઓનેસીમસને પોતાના શેઠ પાસે પાછા જવાનો વખત આવ્યો ત્યારે પાઉલ મુશ્કેલીથી તેને છોડી શક્યો. ઓનેસીમસને તેના શેઠ પાસે પાછા મોકલતી વખતે આ પત્ર પાઉલે ફીલેમોન પર એક ભલામણપત્ર તરીકે લખીને મોકલ્યો. તેમાં તે લખે છે કે "મારો દીકરો, જેને મેં મારા બંધનમાં જન્માવ્યો—તેનો, એટલે મારા હૃદયનો, અંગીકાર કર." આ પત્ર ખ્રીસ્તી સભ્યતાનો એક ઉત્તમ નમુનો છે.

બાકીનાં ત્રણ પત્રો, એટલે તીતસ તથા પહેલો અને બીજો તીમોથીના પત્રો પાળક ધર્મવિષયક પત્રો તરીકે લેખાય છે. તીતસ તથા તીમોથી મંડળીઓના પાળકો હતા, અને તેમને લખતાં મંડળીઓનું પાલન્ન કરવા વિષેની ફરજો તથા ધર્મ પાળકોને વિશેશ

શોભતાં લક્ષણો જણાવ્યાં છે. વળી આપણી મંડળીને ઉપયોગમાં આવે એવો ઘણો બોધ આ ત્રણે પત્રોમાં સમાયલો છે, તેથી તે વખતે પણ ખ્રીસ્તીઓની જાહેર સભાઓમાં વંચાતાં હતાં. આ પત્રોને અંતે જે આશિર્વચનો મળી આવે છે તેથી સાફ જણાય છે કે એ કેવળ પાળકનાજ નહિ પણ બીજા ઘણાઓના ઉપયોગને માટે લખાયાં હતાં; જેમકે "વિશ્વાસમાં જેઓ આપણા પર પ્રેમ કરે છે તેઓને ક્ષેમકુશળ કહેજે, તમ સર્વ પર કૃપા થાઓ" (તીત. ૩; ૧૫). "પ્રભુ તારા આત્માની સાથે થાઓ, કૃપા તમારા પર થાઓ." (૨ તીમો. ૪; ૨૨) ઇત્યાદિ.

—:o:—

## ૨૦. પાઉલની જીવનવૃત્તિ.

પાઉલમાં કુદરતી તેમજ આત્મિક કૃપાદાનોનું એક અદ્‌ભુત જોડાણ થએલું હતું. કોઇ પણ તારણ પામેલા માણસમાં કુદરતથી જે પ્રાપ્ત થએલું છે અને કૃપાથી જે પ્રાપ્ત થએલું છે તે જુદું કરવું સહેલ નથી; કારણ કુદરત અને કૃપા પવિત્ર જીવનમાં ઘણાંજ ભળી ગએલાં હોય છે. પાઉલમાં આ બન્નેની ઐક્યતા સંપૂર્ણ હતી, તો પણ તેનામાં એ જુદાં જુદાં મૂળતત્વો હતાં એવું હમેશા દેખાતું હતું, અને તેજ ખરેખર તેની ફતેહનું કારણ હતું.

કુદરતથી તેને જે દાન મળેલું તેમાંનું સૌથી પહેલું જે આપણે જોઇ શકીએ છીએ તે તેની શારિરીક શક્તિ હતી, જે તેના જીવનનું એક અગત્યનું દાન હતું. જેમ બ્હેરા માણસને વાજીંત્રના મધુર સુરમાં કઇ સ્વાદ પડતો નથી, અથવા તો આંધળાને ઉત્તમ ચિત્રકામની કિમ્મત નથી, તેમજ સુવાર્તિક જીવન પણ ઓછીવત્તી શારિરીક શક્તિ સિવાય સફળ થવું મુસ્કેલ છે. જે કોઇ પાઉલનાં દુઃખોનું અને વિપતિઓની લાંબી ટીપ વાંચે છે, અને ફેરી ઝડપથી તેઓથી મુક્ત થઇ પાછો તેને પોતાને કામે વળગતો જુએ છે તેઓ વિચાર કર્યા વગર રહેશે નહિ કે

પાઉલ કોઇ રાક્ષસી બાંધાનો માણુસ હોવો જોઇએ. પણ એથી ઉલટું તે એક ઠીંગણો તથા નીચા કદનો માણુસ તેમજ નબળો દેખાય છે. તેની શારિરીક તંદુરસ્તી નબળી હતી, અને નબળાઇમાં કોઇ કોઇ વાર સતાવણીઓથી વધારો થતો હતો તો પણ જે ઝડપથી તે સારો થઇ પોતાને કામે પાછો વળગી જતો તે તરફ જોતાં એમ લાગે છે કે તેનામાં આત્મિક શક્તિનો ભંડાર હતો. પાઉલ પોતે પણ કેટલીક વાર શારિરીક નબળાઇને લીધે નાહિમ્મત થતો, કારણ કે દરેક ઉપદેશક જે પોતાના શ્રોતાજનોને પોતાની વાત તરફ ખેંચવા માગે છે, તે પોતાને મળેલી બધી કૃપા તેમની આગળ પ્રદર્શિત કર્યા વગર રહેતો નથી. પણ ઇશ્વરે તેની અબળતા તેના ધારવા કરતાં વધારે ફતેહમંદીથી વાપરી, જેથી તેના સાંભળનારાઓને તેના પર કરૂણા આવતી અને તેની વાત પર લક્ષ લગાડતા હતા. એમ જ્યારે તે નબળો તથા વિપત્તિમાં હતો ત્યારે પણ દેવનો મહિમા કરવાને શક્તિમાન હતો. ઘણા એમ કહે છે કે તેને આંખનું દરદ હતું,—કદાચ નજલો—જેથી તેની આંખો હરવખત સુજી આવતી, પણ તેનાં કોઇ સબળ પ્રમાણો મળતાં નથી, પણ એથી ઉલટું એમ દેખાય છે કે તેની નજર ઘણીજ તેજ હતી. એલીમાસની વાત પરથી એમ દેખાય છે કે શત્રુને હરાવવાને તથા પોતા તરફ ખેંચવાને તેની નજર આકર્ષક હતી. અને જ્યારે તે માણસોને ખ્રીસ્ત ઇસુમાં દેવની સાથે સમાધાન કરવાને હેતથી આજીજી કરતો ત્યારે તેની મુખમુદ્રા તેના આ ઉત્તમ સંદેશાના ઉત્સાહમાં એક દૂતના જેવી તેજસ્વી અને સુંદર નહિ હોય એવું કેમ કહી શકાય?

કુદરતથી જે બીજું દાન તેને મળેલું હતું તે પણ ઘણુંજ અગત્યનું હતુ, એટલે કે સાહસ કરવાનો જુસ્સો. કેટલાએક માણસો એવા હોય છે કે જેમને પોતાના વતનની બહાર નીકળવું બિલકુલ ગમતું નથી, નવા પ્રદેશમાં જવું, નવા લોકનો સહવાસ, તથા દેશ-પરદેશ ફરવું તેમને માથાવાઢ જેવું લાગે છે, પણ ઘણાએક એથી

ઉલટા સ્વભાવના હોય છે. તેમને નવું નવું જોવાનું, અજાણ્યા લોકની સાથે મિત્રાચારી બાંધવાનું, તથા નવી વાતો જાણવાની કુદરતી ઉત્કંઠા હોય છે. આવા માણસો ઘણી વખતે ઘણાં સારાં કામોમાં મોટા આગેવાનો નિવડે છે. એવામાંના જો કોઇ સુવાર્તિકનું કામ પસંદ કરે છે તો તેઓ ઉત્તમ ઉપદેશકો તથા પાળકો નિવડે છે, હાલના વખતમાં એવા જવલ્લેજ હોય છે. જ્યારે ડો. લિવિંગસ્ટન આફ્રિકામાં મિશનરી તરીકે ગયા ત્યારે તેમણે જોયું કે ત્યાંના મિશનરીઓ દેશીઓની નાની નાની મંડળીઓ, દેવળો, ઘર, બાગબગીચા, ઇત્યાદિ જે હતાં, એટલાથીજ સંતોષ માનીને જેઓ તેમની પાસે હતા તેમને સાચવીને બેસી રહ્યા હતા. હાલના આપણા ઘણાએક સુવાર્તિકોની કામ કરવાની રીત પણ લગભગ એવીજ દેખાય છે. પણ ડો. લિવિંગસ્ટન તેઓથી તરતજ આગળ ગયા. અને જ્યાં કદી કોઇ સુવાર્તિકનો પગ ફર્યો નહોતો એવા મૂર્તિપૂજકોના મધ્ય પ્રદેશમાં હજારો મૈલ સુધી વધતા ગયા; અને મરણ છેક નજદીક હતું ત્યારે પણ તેઓ આગળ ને આગળ વધતા જણાતા હતા. પાઉલમાં પણ એજ જાતની કુદરતી હિંમત હતી. દૂર દૂરના અજાણ્યા પ્રદેશોમાં જતાં બીકને પાછળ નાખીને આગળને આગળ વધતો જતો હતો. બીજાઓની મહેનતના ફળની આશા રાખનાર માણસ તે નહોતો. તે કહે છે કે "એવી રીતે તો મેં સુવાર્તા પ્રગટ કરવાની મહેનત કીધી, કે જ્યાં ખ્રીસ્તનું નામ હતું ત્યાં નહિ, રખે બીજાના પાયા પર હું બાંધું." મંડળીઓને સંભાળવાનું કામ બીજાઓને સોંપી પોતે હમેશાં નવા નવા પ્રદેશોમાં ફરીને નવી નવી મંડળીઓ ઉભી કરવામાં આનંદ માનતો હતો. તેને વિશ્વાસ હતો કે જો તે એક બ્હોળા ક્ષેત્રમાં અહિંતહિં સુવાર્તાનું અજવાળું થોડુંઘણું પણ સળગાવશે, તો તેની ગેરહાજરીમાં પણ તે અજવાળું પોતાની મેળે સળગીને વધારે પ્રકાશિત થઇ આખા પ્રદેશમાં પ્રકાશ આપશે. જે મંડળીઓને તે

પોતાની પાછળ મુકી જતો તેમના ઉપર અલબત હમેશાં તેની નજર રહેતી. તેમની આત્મિક સ્થિતિ માટે હમેશાં તે ચિંતાતુર રહેતો, તોપણ તેની નજર હમેશાં આગળ વધતીજ દેખાય છે. તે સ્વપ્નમાં પણ જોતો કે માણસો તેને નવા પ્રદેશોમાં આવવાને આમંત્રણ આપતા હતા. તેના મગજમાં હમેશાં લાંબા લાંબા પૂર્વલેખ લઇને તે કરતો હતો, અને મરણની છેક નજદીક આવી પહોંચ્યો ત્યારે પણ અજાણ્યા અને દૂરના પ્રદેશોમાં મુસાફરી કરવાના વિચારમાંજ હતો.

બીજો એક ઉપરના જેવોજ ગુણ પાઉલમાં હતો, એટલે મળતાવડાપણું. ઘણાએક માણસોને ખાસ અગત્યના કામસર પણ પરાયા માણસો સાથે વાત કરવી પસંદ પડતી નથી, અથવા કઠણ લાગે છે. પણ પાઉલે જે જીવન પસંદ કર્યું હતું તેમાં તે દરેક જાતના માણસોના સંબંધમાં આવ્યો. કોઇકવાર એક રાજા કે હાકેમ આગળ ઉભો રહીને સત્યની વાતો સમજાવતો દેખાય છે; તો કોઇ વખતે થોડાક ગુલામોને કે થોડાઘણા સિપાહીઓને બોધ આપતો જણાય છે; કોઇ દિવસે યહુદીઓના સભાસ્થાનમાં, તો કોઇ વખતે વિદ્વાન આથેનીઓની આગળ, વળી કોઇ વખતે ઘણે દૂરના અવિદ્ય અને અણસુધરેલા લોકોના કોઇએક ગામડામાં સુવાર્તાના બીજ વાવતો દેખાય છે. તેઓની આગળ તે તેઓના જેવો થઈ શકતો હતો. યહુદીઓની આગળ બોલતાં તે એક રાબ્બીની માફક જુના કરારમાંથી વાતો લઇ બોધ કરતો; ગ્રીક વિદ્વાનોની આગળ બોલતાં તેમનાજ કવિઓના કાવ્યોમાંથી તેમને સમજાવતો; અને અજ્ઞાન જંગલી લોકોની આગળ બોલતાં જે ઇશ્વર આકાશથી વરસાદ તથા ફળવંત ૠતુઓ આપે છે અને અન્નથી તથા આનંદથી મનુષ્યજાતનાં મન ભરપુર કરે છે તેની વાત કરતો હતો. આવા સ્વભાવથી પાઉલ દરેક જગ્યામાં દરેક જાતના લોકથી આદર પામતો, અને તેને ચહાનારાઓનાં મન જીતી શકતો હતો જો કે

તેના દુશ્મનો તેને ઘણોજ ધિક્કારતા હતા, તોપણ તેના જેવો બીજો એક પણ માણુસ નહિ હોય કે જેને તેના મિત્રો ખરા જીગરથી ચહાતા હોય. તેઓ તેનો દૂતની માફક અંગીકાર કરતા, અને પોતાની આંખની કીકી સમાન તેને ચહાતા હતા. જ્યારે તે તેઓથી છૂટો પડતો, ત્યારે તેઓ તેની કોટે વળગીને રડતા, ને હેતથી તેને ચુંબન કરતા હતા. ઘણાએક જુવાન મિત્રો હમેશાં તેની હાજરીમાં તેની સેવા બજાવવા, અથવા તો દૂર દૂરની મંડળીઓમાં સંદેશા પહોંચાડવા તેની પાસે હાજર રહેતા હતા.

પાઉલની આ ખ્યાતિ વિશેષે કરીને તેના નિઃસ્વાર્થીપણાને આભારી છે. આ ગુણ મનુષ્યજાતમાં જવલ્લેજ જોવામાં આવે છે; પણ જેઓમાં તે હોય છે તેઓ ખરેખર પોતાની આજુબાજુના માણસો પર ઘણીજ અસર કરી શકે છે, કારણ કે તેમાં શુદ્ધતા તથા શક્તિ બંનેનું જોડાણ ઘણુંજ મજબુત હોય છે મોટો ભાગ એવો હોય છે કે જેઓ પોતાનોજ સ્વાર્થ શોધતા દેખાય છે. અન્ય વિષે તેમને કોઈ જાતનો વિચાર કે દરકાર હોતી નથી. પાઉલ જે જે પ્રદેશોમાં અને લોકોમાં ફર્યો તેઓમાં તે એક નિઃસ્વાર્થીપણાનો નમુનો હતો. ઘણા તેને માટે ઉલટા વિચારો બાંધતા હતા. શું તે પૈસા પ્રાપ્ત કરવાને કે કંઈ અધિકાર મેળવવાને યત્ન કરતો હતો? અથવા લોકોને કોઇ ખોટે રસ્તે દોરતો હતો? તેના વિરોધીઓ આવાં તહોમતો પણ તેના પર મુકવાને ચુકયા નહિ. પણ જેઓ તેની પાસે આવતા, તેનું સાંભળતા, તેની પાસેથી શીખતા, અને તેને ઓળખતા, તેઓને માલુમ પડતું કે પાઉલ કેવા પ્રકારનો માણુસ હતો. તે કોઈની મદદની આશા રાખતો નહિ, પણ પોતાને હાથે કામ કરીને, દરેક સંશયથી પોતાને દૂર રાખતો હતો. તેના જેવો નિઃસ્વાર્થી કોઇજ નહોતો. ઘરસંસારના બંધનથી મુક્ત હોઈ પોતાના પ્રેમના તમામ જુસ્સો તેણે સુવાર્તાના કામમાં રેડી દીધો. વિશ્વાસી ભાઇઓ પર તે એક પિતા જેવો પોતાનાં બાળકો પર પ્રેમ કરે છે,

તેવો પ્રેમ કરતો હતો. તે તેમને આજીજી કરતો, અને યાદ દેવડાવતો કે ખ્રીસ્તમાં તેઓ તેનાં બાળકો છે, અને સુવાર્તામાં તેણે તેઓને જન્માવ્યાં છે; તેઓજ તેની શોભા, તેનો આનંદ, તેનો મહિમા, તેનો મુગટ તથા તેનું સર્વસ્વ હતાં. જો કે નવી ફતેહોને માટે તે હમેશાં આતુર દેખાતો, તોપણ જેમને તેણે જીત્યાં હતાં તેમને કદી પણ ભુલી જતો નહિ. તેમના આત્મિક જીવન માટે હમેશાં ચિંતા રાખતો હતો, તેમને ખાત્રી આપતો કે હરરોજ હું મારી પ્રાર્થનાઓમાં તમને યાદ કરું છું, અને તમારામાંના દરેકને ઓળખું છું. જો પાઉલ દુનિયાને જીતનાર હતો તો તેણે તેને કેવળ પ્રેમથીજ જીતી હતી, એમ કબુલ કરવું પડે છે.

પાઉલના બીજા બે શ્રેષ્ઠ ગુણો હજી કહેવાના બાકી છે. તેમાંનો પ્રથમ ગુણ તે એ કે ખ્રીસ્તની સુવાર્તા પ્રગટ કરવાની ઉત્કંઠા અને જુસ્સો,—કે જેને માટેજ તેણે પોતાની જીંદગી અર્પી દીધી હતી, હાલના સુવાર્તિકોમાં સુવાર્તાને માટે પાઉલના જેવી લાગણી કે જુસ્સો જવલ્લેજ જોવામાં આવે છે ઘણા તો કોઇકજ વખત આ કામને માટે બહાર નીકળતા દેખાય છે. મદદનીશ કામદારો પાસેથી સુવાર્તાના કામની આશા રાખતા, અને તેમના કામ પર દેખરેખ રાખનાજ ઘણા તો જોવામાં આવે છે. પાઉલ ખ્રીસ્તી થયો કે તરતજ પોતાની ફરજ સમજવા લાગ્યો કે તેને શીર સુવાર્તાનું ખાસ કામ મુકેલું હતું; અને તેને માટે જે તેડું તે પામ્યો હતો તેને તેણે ખરા જીગરથી સ્વીકારી લીધું હતું. "જો હું સુવાર્તા પ્રગટ કરતો નથી તો મને અફસોસ." આ વચનો હરરોજ તેને તેના કામમાં આગળ ને આગળ દોરતાં હતાં. તેને માલમ હતું કે દુનિયાના તારણની સુવાર્તા તેને અપાઇ હતી, અને મનુષ્યજાતનું તારણ તેના પ્રગટ કરવા પર આધાર રાખતું હતું. તેને માલમ હતું કે સુવાર્તાને માટેજ તેને તેડવામાં આવ્યો હતો અને

તેમાંજ તેણે પોતાની સર્વ શક્તિઓનો ઉપયોગ કર્યો, જેથી તે પોતાના કામમાં ભય તથા વિપત્તિમાં પણ, એટલો બધો ફતેહમંદ નિવડયો કે તે કહેતો હતો કે, "એવાંઓની હું કંઇ દરકાર કરતો નથી, મારો જીવ પણ વ્હાલો ગણતો નથી, એ માટે કે મારી દોડ અને દેવના અનુગ્રહની સુવાર્તાની સાહેદી આપવાની જે સેવા પ્રભુ ખ્રીસ્તથી મને મળી છે તે હું પુરી કરૂં."

બીજો એક ખ્રીસ્તીપણાનો શ્રેષ્ઠ ગુણ પાઉલમાં હતો તે એ કે ખ્રીસ્ત પરનો પ્રેમ. જે ઘડીએ દમસ્કના રસ્તા પર ખ્રીસ્ત સાથે તેનો મેળાપ થયો ત્યારથી તે છેક મરણની છેલ્લી ઘડી સુધી તેના જીંદગીનો સૌથી મોટો ગુણ તે ખ્રીસ્ત પરનો પ્રેમ હતો. તે પોતાને ખ્રીસ્તનો દાસ કહેતાં આનંદ માનતો, અને તેની સુવાર્તા પ્રગટ કરવા સિવાય બીજા કશામાં તેની અભિલાશા નહોતી; તેને માટે તેણે આખર સુધી અજાયબ જેવી રીતે હિમતથી સાક્ષિ પુરી; તે કહ્યું છે કે ખ્રીસ્તનું હૃદય તેના હૃદયમાં ખ્રીસ્તના વિચારો તેના મગજમાં, ખ્રીસ્તના શબ્દો તેના મુખમાં દરરોજ કામ કરતા હતા; અને જેમ ખ્રીસ્ત જગતના તારણ માટે મુઓ, તેમ તે પણ ખ્રીસ્તની સુવાર્ત્તાને માટે મરવાને તૈયાર હતો. આ બધાનું ખાસ પ્રતિબિંબ તેના જીવનમાં ખુલ્લું દેખાય છે ખ્રીસ્તે તેને માટે જે કર્યું હતું તેનું તેને ભાન હતું અને જુનું માણસપણું નાખી દઇને ખ્રીસ્તમાં તે નવો પાઉલ બન્યો હતો. તે કહે છે કે, "હું જીવું છું, તોપણ હું નહિ, પણ મારામાં ખ્રીસ્ત જીવે છે."



## ૨૧. કેદમાંથી છુટકો.

પ્રેરિતોનાં કૃત્ય પાઉલની રૂમમાંની બે વર્ષની કેદનું ટુંક બ્યાન કરી એકાએક બંધ થાય છે. શું બીજું કંઇ જાણવાજોગ નોંધવાનું

નહિ હોય? જ્યારે તેનો મુકાદમો ચાલ્યો ત્યારે શું તેને દોષિત ઠરાવી મોતની સજા કરી હશે? અથવા શું કેદમાંથી મુક્ત થઇ તેણે નવી મુસાફરીઓ કરી હશે? આ બધા સવાલો વિષે વિચાર કરતાં જ્યાં લુકે લખેલું સુંદર વૃત્તાંત બંધ થાય છે ત્યાં દંતકથાઓ એ શંકાને ટેકો આપતી જણાય છે. તેમાં કહે છે કે પાઉલને નિર્દોષ ઠરાવી છોડી દેવામાં આવ્યો હતો, અને કેદમાંથી છૂટીને તેણે પોતાનું અસલ કામ પાછું શરૂ કરતાં સ્પેન, તેમજ બીજા કેટલાએક પ્રદેશોમાં સુવાર્તાપ્રચારને અર્થે મુસાફરીઓ કરી હતી. પણ થોડાજ સમયમાં તેને ફરીથી પકડીને રૂમમાં કેદખાનામાં પુરવામાં આવ્યો, જ્યાં તેણે ક્રુર નેરોના હાથે ધર્મને ખાતર પ્રાણાર્પણ કર્યો.

પણ ઇશ્વરનો ઉપકાર માનવો જોઇએ કે આપણે દંતકથાઓની શંકા ભરેલી વાતો પરજ આધાર રાખવાનો નથી. આપણી પાસે પાઉલના પોતાના હાથનું લખાણ છે, જે તેણે ઉપલી બે વર્ષની કેદ પછીજ લખ્યું છે, એટલે કે પાળકધર્મ વિદ્યાના પત્રો. આ વાંચતાં સાફ દેખાય છે કે પાઉલને છોડી દેવામાં આવ્યો હતો, અને તેણે પોતાનું અસલ કામ શરૂ કરતાં કેટલીએક મંડળીઓની મુલાકાત લીધી, તેમજ નવી મંડળીઓ પણ સ્થાપી. અલબત્ત તેની આ વખતની હિલચાલ વિષે કંઇ ખાત્રીપૂર્વક કહી શકાય એમ નથી, તો પણ આપણે તેને ફરીથી એફેસસ તથા ત્રોઆસમાં મંડળીઓનું સંસ્થાપન કરતો જોઇએ છીએ. ક્રેત ટાપુ જ્યાં રૂમની સફર વખતે તેનું વહાણ થોભ્યું હતું ત્યાં પણ તે આ વખતે ફરીથી દેખાય છે. અને આગળ ચાલતાં ગ્રીસના છેક ઉત્તરના પ્રદેશો ખેડતો નજરે પડે છે. વળી જો દંતકથાઓ પર આધાર રાખીએ તો એમ પણ જણાય છે કે આખા ઇટાલીમાં તથા ઠેઠ સ્પેન દેશ સુધી આ વખતે તેણે મુસાફરી કરી. લશ્કરના એક વડાની માફક ફરીથી તે પોતાના જુવાન મદદનીશોને જુદી જુદી મંડળીઓની દેખરેખ માટે તથા તેમને વ્યવસ્થિત કરવાને દરેક દિશાએ મોકલતો જોવામાં આવે છે.

પાળકધર્મ વિષયક પત્રોમાં પાઉલ વિષે જે જે વાતો મળી આવે છે તે બધી ભેગી કરતાં અનુમાન કરી શકાય છે કે ઇ. સ. ૬૩-૬૭માં એટલે કેદમાંથી છુટયા બાદ પાઉલે સુવાર્તાપ્રસારક મુસાફરીઓ કરી હશે અને તેઓનું વર્ણન નીચે મુજબ યોજી કાઢવામાં આવ્યું છે. તેમાંની બધી બીના ખરેખર એક પછી એક અનુક્રમે બની એવું તો ખાત્રીપૂર્વક કહી શકાય નહિ, તોપણ તેમાં સુચવેલું વર્ણન બહુધા ખરૂં છે એવું સંભવીત લાગે છે.

પાઉલના મુકરદમાનો ફેંસલો થયા પછી તે છૂટીને રૂમથી સુવાર્ત્તા પ્રગટ કરતો કરતો ફીલીપી આવી પહોંચ્યો, કારણ કે ત્યાં જવાનો તેણે આગળથી ઠરાવ કીધો હતો, (ફીલી. ૨; ૨૪). ત્યાર બાદ ફીલીપીથી નીકળીને ત્રોઆસ બંદરે થઇને કલોસે ગયો કારણ કે ત્યાંની મંડળીની મુલાકાત લેવાનું તેણે વચન આપ્યું હતું, (ફીલે. ૨૨). કલોસેથી નીકળીને એફેસસ ગયો, અને ત્યાં લગભગ એક વર્ષ રહ્યો ખરી વાત છે કે પ્રે. કૃ. ૨૦; ૨૫માં પાઉલ એફેસીઓને કહે છે કે "તમે સર્વ મારૂં મ્હો ફરી નહિ દેખશો" પણ તેજ પ્રસંગે ત્યાંની મંડળી માટે ધાસ્તી બતાવતાં કહ્યું છે કે "મારા ગયા પછી ટોળા પર દયા નહિ રાખે એવા ક્રુર વરૂઓ તમારામાં પેસશે" મતલબ કે જુઠા ઉપદેશકો મંડળીમાં ઘણું નુકશાન કરશે. માટે હવે પાઉલ કેદમાંથી છૂટીને આ મંડળીનું સંસ્થાપન કરવા ગયો હશે. તીમોથીને પહેલો પત્ર વાંચતાં એવી ખાતરી થાય છે કે આ વખત પાઉલ લાંબી મુદત સુધી એફેસસમાં રહ્યો હશે; તે દરમ્યાન હુમનાય તથા આલેકઝાંદર તેને ઉલટા થયા (૧ તીમ. ૧; ૨૦), પણ ઓનેસીફરસે આ વખતે તેને ઘણી મદદ કરી (૨ તીમ. ૧; ૧૮). એફેસસમાં લગભગ એક વર્ષ રહ્યા બાદ પાઉલ તીતસને સાથે લઇને ક્રેત ટાપુમાં ગયો; અહિં છએક માસ રહ્યો હશે.

ક્રેત ટાપુમાં છએક માસ રહ્યા પછી સ્પેન દેશ જવાની લાંબી મુદતથી પાઉલની જે ઇચ્છા હતી તે પરી પાડવાનો વખત

આવ્યો. પણ ત્યાં બારોબાર ન જતાં રૂમીઓને પત્રમાં પોતાનો જે ઇરાદો જણાવ્યો હતો તે સફળ કરતાં રૂમ શહેરમાં કેટલાક દિવસ થોભ્યો (રૂમી. ૧૫; ૨૮). પછી મુશાફરીએ આગળ વધ્યો.

રૂમનો કલેમેંન્ટ (૯૬) લખે છે કે "પાઉલ સર્વ દેશજાતીઓને ન્યાયાચાર શીખવીને પશ્ચિમ દિશાની છેલ્લામાં છેલ્લી હદ સુધી ગયો" એટલે આ વખતે તે સ્પેન દેશ સુધી ગયો હશે, અને ત્યાં પણ સુવાર્તાનાં બીજ વાવ્યાં હશે, ત્યાર બાદ જળ માર્ગે પાછો રૂમમાં આવ્યો.

રૂમમાં કેટલોક વખત રહ્યા પછી જ્યારે જળ માર્ગ ખુલ્લો થયો ત્યારે પાઉલ ફરી ક્રેત ટાપુમાં આવી પહોંચ્યો (તીત. ૧; ૫), અને તીતસને ક્રેતની મંડળીમાંજ રહેવા દઇ પોતે મીલેતસ બંદરે થઈ એફેસસ ગયો, અને ત્યાર બાદ કલોસે ગયો, જ્યાંથી પાછા ફરતાં ફરીથી એફેસસ આવ્યો. અહિંની મંડળીનું પાળણ કરવાનું કામ તીમોથીને સોંપ્યું (૧ તીમ. ૧; ૩). ત્યાર બાદ મીલેતસ આવ્યો; માંદા પડેલા ત્રોફીમસને અહિં રાખી (૨. તીમ. ૪; ૨૦) પોતે ત્રોઆસ બંદરે આવ્યો, અહિં કાર્પસને ઘેર ઉતારો લઇને તીમોથીને પહેલો પત્ર લખ્યો. આ વખતે માકેદેન્યા તથા આખાયાની મંડળીઓમાં ફરીને એફેસસ જવાનો પાઉલનો ઇરાદો હતો (૧ તીમ. ૩; ૧૪) જેથી ત્રોઆસમાં કાર્પસને ઘેર પોતાનો જામો પુસ્તકો તથા ચર્મ પત્રો મૂકીને (૨ તીમ. ૪; ૧૩) પાઉલ માકેદોન્યાની (૧ તીમ. ૧; ૩) મંડળીઓમાં થઇને કરીંથ ગયો. અહિંથી તેણે તીતસને પત્ર લખ્યો. આ સ્થળે પાઉલને ઝનાસ શાસ્ત્રી તથા અપોલાની મુલાકાત થઇ. એ બે ભાઇઓ ક્રેત જવાની તૈયારીમાં હતા, તેથી પાઉલે તેમને માટે તીતસને ભલામણ કરી (તીત ૩; ૧૩). એફેસસ જવાનો પોતાને ઇરાદો બદલીને પાઉલ હવે કરીંથથી નીકોપોલીસ ગયો. કારણ ત્ય શીયાળો ગાળવાની તેની ઇચ્છા હતી (તીત. ૩; ૧૨). આ વખતે પાઉલને સાથે ઓછામાં ઓછા પાંચ મિત્રો હતા, એટલે આર્તેમસ, ક્રેસ્કેન્પ

લુક, તુખીકસ તથા દેમાસ, જેમાંથી દેમાસ આવનાર જોખમથી બ્હિને થેસ્સાલોનીકા જતો રહ્યો. (૨ તીમ. ૪; ૧૦).

પોતા પર આવનાર સંકટો વિષે પાઉલને અગમ સુચના થઇ હશે, કે હવે મારે બંધનોનું દુઃખ ફરીથી ભોગવવું પડશે. તેથી તેના મનમાં આવ્યું, કે હું બંધનોમાં રહું તો ભલે પણ પ્રભુની સુવાર્તા બંધનમાં ન આવવી જોઇએ, જેથી તેણે પોતાના સાથીઓને એકદમ જુદી જુદી મંડળીઓમાં મોકલી દીધા. આર્તેમાસને ક્રેત ટાપુની મંડળીમાં મોકલ્યો એ માટે કે તીતસને ત્યાંથી પાઉલ પાસે પાછા આવવાને વગ મળે (તીત. ૩; ૧૨) અને તીતસ જ્યારે આવી પહોંચ્યો ત્યારે તેને દલમાતીઆમાં મોકલ્યો, તથા ક્રેસ્કેન્સને ગલાતીઆમાં મોકલ્યો (૨ તીમ. ૪; ૧૦). અને તુખીકસને એફેસસમાં મોકલ્યો: માત્ર લુકને પોતાની પાસે રાખ્યો. (૨ તીમો. ૪; ૧૧, ૧૨).

પાઉલનું કામ ઉપર પ્રમાણે લાંબો વખત ચાલ્યું નહિ. તેના કેદમાંથી છુટવાને થોડા વખત પછીજ એક નવો બનાવ બનવા પામ્યો, જે તેના ભાગ્ય ઉપર અસર કર્યા વગર રહ્યો નહિ એટલે રૂમ શહેરની ભયંકર આગ. આ બનાવને આજ લગભગ ૧૯ સૈકાં જેટલો વખત વીતિ ગયો છે, છતાં હાલ પણ તેનો ઇતિહાસ વાંચતાં વજ્ર જેવા અંતઃકરણવાળા માણસનું પણ હૈયું પીગળ્યા વગર રહે નહિ. આ કામ તો કદાચ તે નિર્દય નેરો જે આ વખતે રૂમની ગાદી પર હતો તેનુંજ હતું. પણ ખ્રીસ્તીઓને દોષ દેવા તેમને માથે આ ગુન્હો ઢોળી પાડવાને તેણે જરા પણ આંચકો ખાધો નહિ, જેથી તરતજ ખ્રીસ્તીઓની ભારે સતાવણી શરૂ થઇ. ઘણાઓની નિર્દયપણે કતલ કરવામાં આવી, અને ઘણા સિંહોનો ભક્ષ થઇ પડ્યા આ સતાવણીની ખબર અલબત આખા રૂમી રાજ્યમાં ઝટ ફેલી જવા પામી, જેથી આગેવાન ખ્રીસ્તીઓ સહેલાઇથી બચી જઈ શકે એમ બનવું મુશ્કેલ હતું. આવા પ્રસંગમાં પાઉલને બાંધીને નેરોના દરબારમાં લઇ જવામાં એક મોટું કર્તવ્ય છે, એમ માનવાનું દરેક દેશના હાકેમોને કારણ મળ્યું.

—:o:—

## ૨૨. છેવટનો દેખાવ.

એમ જણાય છે કે પાઉલને ફરીથી રૂમમાં કેદી તરીકે લાવવામાં આવ્યો, આ વખતની કેદ પહેલાંના જેવી સાધારણ નહોતી. ભાડાની ઓરડી રાખી આ વખતે રહેવાની પરવાનગી મળી નહી. પણ રૂમી કાયદો જેને સૌથી સખત કેદ કહેતો હોય તેવી આ સજા હતી. મિત્રોનાં અને શોધકોનાં ટોળાંઓથી તેની ઓરડી હવે ઉભરાઈ જતી નહોતી, કારણ કે રૂમના ખ્રીસ્તીઓની કતલ કરવામાં આવી હતી; અથવા જેઓ બચી જવા પામ્યા હતા તેઓ આજુબાજુના પ્રાંતોમાં નાસી ગયા હતા. એટલુંજ નહિ પણ જાહેરમાં ખ્રીસ્તી નામે ઓળખાવામાં પણ મોટું જોખમ હતું. આ કેદખાનામાંથી પાઉલને હાથે લખાયલો પત્ર આપણી પાસે છે, એટલે તીમોથીને બીજો પત્ર, જે તેના હાથનું છેલ્લું કામ છે. તે વાંચતાં કેદીની સ્થિતિ પર ખરેખર કરૂણા આવ્યા વગર રહે નહિ. તે કહે છે કે તેના મુકરદમાનો એક ભાગ ખલાસ થયો છે. અને લોહીનો તરસ્યો રાક્ષસ, જે ન્યાયાસન પર બેઠેલો હતો, તેની સામા જ્યારે તે પ્રત્યુતર આપવાને ઉભો રહયો ત્યારે તેના મિત્રોમાંનો કોઈ તેની બાજુમાં રહયો નહિ; બધાજ તેને મૂકીને ચાલ્યા ગયા. પણ પ્રભુ તેની સાથે હતો અને ન્યાયની અદાલતમાં બેઠેલાઓને તથા બાદશાહની આગળ પણ પ્રભુની વાતની શાખી પુરવાને તેને બળ મળ્યું. મુકરદમો સાબીત થઇ શકયો નહિ, પણ તેને બચવાની આશા નહોતી, તેને છોડી મુકયો નહોતો. તેને માલમ હતું કે તેને દોષિત ઠરાવવાને માટે જુઠા શાક્ષીઓ તૈયાર કરવામાં આવશે. તીમોથીને પત્ર વાંચતાં તેના આ કારાગ્રહમાંની વેદનાનું સહજ ભાન થયા વગર રહેશે નહિ. જે અંધારી કોટડીમાં તેને પુરવામાં આવ્યો હતો તેની શરદીથી તથા શિયાળાની ઠંડીથી પોતાનું રક્ષણ કરવાને તે તીમોથીને પોતાનો જામો જે તેણે ત્રોઆસમાં મુકયો હતો તે લાવવાને વિનંતી કરે છે; એટલુંજ નહિ પણ આવા

કંટાળાદાયક વખતનો સદ્‌ઉપયોગ કરવાને કેટલાંક પુસ્તકો તથા ચર્મપત્રો મંગાવે છે કે વખત ત્રાસદાયક ન લાગે. તે ઉપરાંત તીમોથીને જાતે આવવાને આજીજી કરે છે, કારણ કે તે પોતાના આ વ્હાલા મિત્રને મરણ અગાઉ એકવાર ફરીથી જોવાને ઘણોજ આતુર હતો. પત્ર વાંચતાં તેની શરૂઆત કેવી સુંદર દેખાય છે.

"તેણે મરણને નિરર્થક કીધું, ને સુવાર્તાથી જીવન તથા અમરપણું પ્રકાશીત કીધું છે. તે વિષે હું હલકારો તથા પ્રેરિત તથા વિદેશીઓનો શિખવનાર ઠરાવાયો છું. તે કારણ માટે હું એ દુઃખો સહું છું, તોપણ હું શરમાતો નથી, કેમકે જે પર મેં વિશ્વાસ કીધો તેને હું ઓળખું છું, ને મને ભરોસો છે કે, તેની પાસે મારી અનામતી તે દહાડા સુધી તે રાખી શકે છે." તેમજ આખરીનાં વચનો પણ કેવાં ઉત્તમ છે! "કેમકે હું અર્પણ કરાઉં છું, ને મારો નિકળવાનો વખત પાસે આવ્યો છે. મેં સારૂં કષ્ટ કીધું છે, દોડવું પુરૂં કીધું છે, વિશ્વાસ રાખ્યો છે. અને હવે મારે સારૂ ન્યાયીપણાનો મુગટ રાખી મુકેલો છે, તે તે દહાડે, ઇન્સાફી ન્યાયાધીશ પ્રભુ મને આપશે, ને કેવળ મને નહિ પણ જે સઘળા તેનું પ્રગટ થવું ઇચ્છે છે તેઓને પણ આપશે."

આ તો હારી ગએલાના ઉદ્‌ગારો નહિ, પણ ખરેખર જીત પામેલાનો જુસ્સો દેખાય છે.

પાઉલ આખરે પોતા પર મુકાયલા દોષોનો પ્રત્યતર આપવાને ફરીથી નેરોના દરબારમાં ઉભો રહ્યો. આ વખતે મુકરદમો ઉડી ગયો નહિ. જુડા શાક્ષિઓ ઉભા કરવામાં આવ્યા હતા. દુનિયાની તવારીખમાં મનુષ્યજાતની જીંદગી પર આવા અન્યાયનો ધ્રુજાવનારો દેખાવ ભાગ્યેજ બન્યો હશે. ન્યાયાસન પર રાજદ્વારી પોશાકમાં સજ્જ થઇ એક રાક્ષસી પુરૂષ બેઠેલો હતો, જે આ દુનિયાના દરેક દુર્ગુણોથી ભરપુર અને દરેક જાતના ગુન્હાઓથી ખરડાએલો હતો;

પોતાની જનેતાનો, પોતાની સ્ત્રીઓનો, તેમજ પોતાના શ્રેષ્ટ સલાહકારીઓનો ખુની; અને તેનું આખું જીવન દરેક જાણીતા તેમજ અણજાણીતા દુર્વ્યસનોથી ભરપુર હતું. તેની સામે કેદીના પીંજરામાં દુનિયાનો સૌથી ઉત્તમ પુરૂષ ઉભેલો હતો; તેના વાળ દુનિયાના હિતને અર્થે અને ઇશ્વરના મહિમાને અર્થે મહેનત કરતાં, ઉન જેવા સફેત થઇ ગયા હતા. તેના શરીર પર આયુષ્યની કરચલીઓ દેખાતી હતી, સખત કેદથી થાકેલો તથા નિર્ગત જેવો તે દેખાતો હતો. તેને હિમતનાં બે વચનો કહેનાર પણ કોઈ આ વખતે તેની પાસે નહોતો. વકીલ કે બેરીસ્ટર તેના બચાવમાં પ્રત્યુત્તર આપવાને હાજર નહોતા, પણ ખ્રીસ્ત, જેની સુવાર્તાને અર્થે તેણે પોતાનું આખું જીવન અર્પિત કીધું હતું, તથા જેને માટે તેણે આખું જગત જીત્યું હતું, તે પોતે તેની સાથે હતો, અને તેને બળ તથા હિમ્મત આપતો હતો, કે આ માંડવાનું ઘર જો કે પડી જશે તો પણ હાથે બાંધેલું નહિ એવું સદાકાળનું ઘર તારે માટે તૈયાર છે.

મુકરદમો ખલાસ થયો; પાઉલને દોષિત ઠરાવી મારાઓને સ્વાધિન કરી દેવામાં આવ્યો; તેને શહેર બહાર લઇ જવામાં આવ્યો. કટલાએક હલકા અને દુષ્ટ લોકો તેની મશ્કરી કરતાં તેની પાછળ તમાસો જોતાં જોતાં ચાલતા હતા. જે જગ્યાએ તેને ગરદન મારવાનો હતો તે દુર્ભાગી જગ્યા આવી લાગી, અને પાઉલે નિર્ભયપણે ઢીમચા પર પોતાની ગરદન ગોઠવી. કસાઇનો તેજી કુહાડો પડતાંજ એક પળમાં તો દુનિયાના આ મહાન પ્રેરિતનું શીર નીચે ધુળમાં ગબડી પડયું! એમ યરૂશાલેમના નાશની ચારેક વર્ષ અગાઉ ખ્રીસ્તનો આ મહાન સેવક ટુંકે માર્ગે થઇને પારાદૈશમાં હાથે બાંધેલું નહિ એવા સદાકાળના ઘરમાં રહેવાને ચાલ્યો ગયો.

કરીંથનો અધ્યક્ષ દીઓનુસીઅસ (૧૭૦) કહે છે કે પીતર તથા પાઉલ બન્નેએ ઇટાલી સુધી ધર્મોપદેશ કીધો, પછી બન્ને જણે એકજ વખતે પ્રાણાર્પણ કીધું. "પીતર તથા પાઉલના કૃત્યો"માં

લખે છે કે પવિત્ર તથા આશિર્વાદીત પ્રેરિતો, એટલે પીતર તથા પાઉલ, જુન માસની ૨૯મી તારીખે પુર્ણાવસ્થાએ પહોંચ્યા

એમ પાપે પોતાથી બનતું કર્યું, પણ તેની ફતેહ કેવી નબળી તથા નિરર્થક હતી! કુહાડાના ઘાએ તો ફક્ત કેદીની શાંકળોનેજ તોડી, અને આત્માને તેના સદાકાળના વિશ્રામમાં તેનો અવિનાશી મુગટ લેવા જવાને મુક્ત કર્યો. પાઉલને અમે મારી નાખીને તેને સદાને માટે અમારા શહેરની ભાગળોમાંથી હાંકી કાઢયો છે. એમ કહેતાં નિર્દય નેરો તથા તેના દરબારીઓ બડાઇ કરવા લાગ્યા. પણ તેઓ બિચારા જાણતા ન હતા કે હજારો ને હજારો દૂતોની ફોજ તેજ ઘડીએ તેને આવકાર આપવાને જે શહેર ખરેખરૂં અવિનાશી છે. તેની ભાગળોમાં. તૈયાર થઇ ઉભી હતી. પાઉલ મરી ગયો. એમ છતાં અત્યારે પણ આપણી મધ્યે તે જીવતો છે. આ સૃષ્ટિના દૈહિક માંડવામાં તે હતો તે કરતાં વિશેષ વજનદાર જીવન હાલ તે આપણી મધ્યે ગાળે છે આજે આખી સૃષ્ટિનાં અસંખ્ય ખ્રીસ્તી મંદિરોમાં, તેમજ અસંખ્ય ગરીબ ખેડુતોની ઝુંપડીઓમાં અને ઘણાએક મહારાજાઓના વૈભવમાન મહેલોમાં પણ હાલ તેની શુભાશિત વાણી, જે સુવાર્તાને માટે તે કદી શરમાયો નથી તેને સમજાવે છે. દુનિયાના દરેક ભાગમાં હાલ જ્યાં જ્યાં ઇશ્વરભક્તો આ તારણની સુવાર્તા પોતાના હૃદયોમાં લઇને શ્રમ કરે છે. તેઓની સાથે પાઉલ તેમનો મદદનીશ તથા દોરનાર તરીકે કામ કરે છે. અને જ્યાં કંઇ મનુષ્યજાત પવિત્રાઇનું પુરું સુખ મેળવવાની શોધમાં છે, અથવા સ્વત્યાગને શિખરે પહોંચવાને યત્ન કરે છે. ત્યાં પાઉલ, જેનું જીવન કેવું પવિત્ર હતું, જેની ખ્રીસ્ત પર કેવી સાચી પ્રીતિ હતી, અને જેના જીવનનું મુખ્ય કર્તવ્ય ફક્ત સુવાર્તામાંજ હતું, તે એક ખરા મિત્ર તરીકે આવકાર આપી તેને સુવાર્તાનું ખરૂં રહસ્ય સમજાવવાને હાલ પણ તૈયાર છે.

**સમાપ્ત.**

